ગુસ્સાની નાચારીમાં તેઓ હજારો ફાંફાં મારી તે કોશેશને તોડી પાડવાની વેતરણ કરવા લાગ્યા.

પણ જમશેદજી પીતીત એવા ખાલી ઘોંઘાટથી હટી જાએ તેમાંના આદમી ન હતા. તેવણે પોતાની રસીલી કલમ આવી જાતની કવિતાઓમાં કશવી જારીજ રાખી, અને તેનાં પરિણામમાં, મોતેબર વિચારોવાળી, અને ઉચી કલ્પનાની ગવાહી આપતી, ઝમકદાર, મધુર, સરળ વંચાતી, હજારો લીટીઓથી વાંચનારની ખાત્રી કરી આપી કે પ્રાસ, કાંઇ ખરી કવિતાનું જરૂરનુ હથિયાર નથી. "માહરી મજેહ" નો સર્વથી મોહટો ભાગ એવી પ્રાસ વિનાની (blank) કવિતામાંજ લખાયલોછે, અને તેની ખરી ખૂબીની તપાસ કરવી હોએ તો કાનને તે કેવી લાગેછે, તથા મન ઉપર તે કેવી અસર કરેછે, તે જાણવુ જોઇએ છે. આ વિષયની શરૂઆતમાં જણાવ્યુ છે તેમ એક ખરા કવિને માટે તેનો કાનજ તેનો કાયદો છે. પિંગળના કાયદાઓ તેને માટે નથી. તે કાયદાઓ તેને કશી પણ મદદ આપવાને બદલે તેના સરળ વેહતા વચનોમાં ગોયા એક નડતર સરખા છે, અને તેવા કાયદાઓથી તે કદી પણ પોતાનુ કામ કરતો નથી. કાઉપર કવિ તદન વાજબી રીતે કહે છે કે:

"A poet does not work by square and line,
As smiths and joiners perfect a design"

આ પ્રમાણે, ત્યારે, કવિતાની બાબદ વિષે કાંઇ પણ સત્તા સાથે કહી શકે તેવા લખનારાઓની શાહદતો ઉપરથી, તેમજ ખુદ નામાંકીત કવિઓના એક ખરા કવિનાં કામ વિષેના વિચારો ઉપરથી, અને તેથી પણ વધારે, ખુદ આ પુસ્તકની અંદરની સાબેતીઓથી, વાંચનારે આટલું તો પુરવાર થયલું જોયું હશે કે જમશેદજી પીતીત એક ખરા કવિ હતા, એટલુંજ નહિ, પણ એક સારે દરજ્જેના કવિ હતા. તેણે વળી આટલું પણ સાબેત થયલું જોયું હશે કે, જેને આ વિષયમાં ઇંગ્રેજી–સ્કુલની કવિતા કેહવામાં આવીછે, તે જાતની કવિતા હિંદુ–સ્કુલની કેહવાતી "કવિતા" ઉપર, ખુદરતીજ સરસાઇ ભોગવવાને લાયકની છે. જમશેદજી પીતીત, ખુદરતી ઝેહનથીજ, પોતે એક ખરા કવિનાં કામથી કેવી અચ્છી રીતે માહીતગાર હતા, તથા સખુનના હલકા કથીરને ઉચી જાતનાં સુન્નાંમાં બદલી નાખવાનાં કીમ્યાંનું કીમતી જ્ઞાન પોતે કેટલું બધું ધરાવતા હતા, તે વિષે જો કાંઇ વધુ શાહદત જોઇતી હોએ તો તે આ પુસ્તક મધેથીજ આપી શકાશે. (જુઓ, માહરી મજેહ, ૧૬, ૧૧–૩૮, સફે, ૧૫૨–૫૩.) આ જ્ઞાન ધરાવવા ઉપરાંત કવિનો કામેલ હુનર તેવણ કેવી સંપૂર્ણ રીતે સમજતા હતા તે વિષે વાંચનારનું ધ્યાન, માહરી મજેહ, ૧૬, ૨૭–૮૬, સફે ૧૬૦–૬૩, ઉપર ખાસ કરી ખેચવું જોઇએછે. ખરી કવિતા કેવી હોવી જોઇએ અને ખરા કવિનો હુનર કેવો

ચમતકારીક છે તે વિષે મજકુર નાદર લીટીઓ વાંચનારને એવો મજબુત ખ્યાલ આપેછે, કે જે ખ્યાલ, એક વેળાએ મગજ ઉપર બેસવા પછી, સેહલથી ભુલી જવાતો નથી. આ બાબદને મથાળે નામાંકીત મેકાલેના ખરી કવિતા વિષેના જે કીમતી વિચારો ઉતારેલાછે, અને મુખ્ય કરી તે વિચાર કે જ્યાં કવિના હુનરને ચિતારાના હુનર સાથે તેણે સરખાવ્યો છે, તે જમશેદજીના પોતાના વિચારોનો ગોયા આબાદ પડછો છે. તેવણ કહેછે કે:

> "ચિતારો જેમ કેનવાસ પર પાડવા ચિતાર,
> બારીકીથી ચહડાવે રંગ ઉપર રંગ,
> ને મનની ઉત્પતિથી ચીજને આકાર,
> ને આપે સુરત; તેમ એક કવિ,
> વિચારો પર વિચારને એકઠા કરી,
> વેહચી નાખી તેઓને જોઈતી જગે,
> પેદા કરેછ, ભાત, અને તરેહ, ને રંગ-
> થી, મનને રીજવનારા ખાવેસ વચન"
>
> (માહરી મજેહ, ૧૬, ૩૧-૩૮, સંદે ૧૬૦-૬૧.)

આ વિષય સમાપ્ત કરતાં, જમશેદજી પીતીતની જે જુદી જુદી ઉમદા ખાસિયતોનું વર્ણન આગળના સફાઓમાં કરવામાં આવ્યુ છે, તે ખાસિયતો, ખુદ એવણનાં લખાણો અંદર પણ કેવી દિપી નિકળેછે, અને તે લેખાણોની શાહદતોથી કેવી સંપૂર્ણ રીતે સાબેત થાયછે,

ના દાખલાઓ આ પુસ્તક મધેની કવેતામાંથી ઘણા આપી કાશે. ધર્મ માટેનાં આંધળાં જનુનથી નહિ, પણ પોતાના પવિત્ર મહઝબની મોતેબર ખૂબીઓ જાતિ અભ્યાસથી જાણી, પિછાનીને, તેવણ પાક જરથોશ્તી દીન માટે કવા ઓસ્તવાર તથા જાનફેશાની કરનાર હતા, તે, માહરી મજેહ, ૪, ૪૧૨–૪૫૫, સફે ૪૮–૫૦, તેમજ માહરી મજેહ, ૭, ૪૫–૬૦, સફે ૧૦૧–૧૦૩ મધે આવેલી જોશવાલી લીટીઓનાં વાંચણ પછી ખુલ્લુ પ્રગટી નિકળશે. જરથોશ્તી દીનની મોતેબરીને લગતી એથી વધુ ઝમકદાર, તથા વધુ દિલ ઉસ્કેરનારી, લીટીઓ, કોઇ કવિને હાથ ભાગ્યેજ લખાઇ હશે. કોઇ કાબેલ ધર્મગુરૂની શુભાખીત વાયજીઓ કરતાં, એ સાદી પણ જોશદાર લીટીઓ, ડોળતાં એેથીનને સાબુત કરવાનો, અને ડગડગતાં દિલને મજબુતી આપવાનો, અકસીર ઇલાજ દિસેછે. જરથોશ્તી ધર્મની ખૂબીઓ દર્શાવનારી આ અસરકારક લીટીઓ ઉપરાંત, એ બરહક તથા સાચી દીન, જે સર્વ-વ્યાપક અને સર્વશક્તિવાન એકજ સાહેબની ખાલેસ અને પવિત્ર પરસતેશ આપણને શિખાડેછે, તે સાહેબની સેફતનાં ગીતો અને વખાણો તો આ પુસ્તકમાં જાબજા દિઠામાં આવશે. દાખલા તરીકે નબર ૧૮ વાળી "માહરી મજેહ", તે માહઝાની બાપની સેફતોની એક એવી અસરકારક સેતાયશ છે કે જેવી સેતાયશ આપણા વચ્ચે જાયજ થયલી

ધણીક મોનાજાતોને પણ એક કોરે બેસાડે. આ વતરોગે વળી, એજ પવિત્ર ધર્મ, જે નેકી તથા અશોઇ, જે માયાળુ દિલગુરદો અને પારકાઓનું ભલું, શિખવેછે, તે સર્વેની શાહદતો, જમશેદજીની લીટીઓની હેઠાણમાં, જગેજગ પસરેલી નજરે પડેછે, અને એ પ્રમાણે, વાંચનાર જોશે કે, જમશેદજી પીતીતને એક ફતેહમંદ કવિ બનાવવામાં, બીજી ચીજો ભેગી, ખુદ તેવણના પવિત્ર મહઝબની પણ કેટલી બધી મજબુત અસર તેવણ ઉપર હતી.

સફે ૭૭ ઉપર આવેલું[*] દુકાળના દેવનું ચિત્ર, આ ભલા કવિના મમતાળુ અને દિલસોજ ખવાસની એક અચ્છી સાબેતી આપેછે. આ ચિત્ર, તેવણે દુકાળના સંકટોને કચડી નાખનારો ગજબ પોતાની નજરોનજર લોકો ઉપર ગુજરેલો દિઠેલો હોવાથી, વધુ અસરકારક બન્યુંછે. સને ૧૮૭૬-૭૭ નાં સાલમાં દખણ મધે ચાલેલા ભયંકાર દુકાળ વેળા શેઠ જમશેદજી પોતાનાં માતપિતા સાથે પુના ખાતે હતા. એ વેળા દુકાળીયા ભાગો મધેથી ભુખે મરતા લોકોનો એક મોહટો રેળો એ શેહર ખાતે, પોતાનાં સંકટ—નિવારણ માટે,

"મહને નથી ફ્રાન્ટની મોજેમે કામ;
ઉપયોગી જીંદગીમા દિવસો મુજ
વાપરતો પામુ હુ સેરા મરણ,
ને વખાણે લોક માહરી લીધેલી રજ,
એજ માહરી ઇચ્છામા ગુહ છે મન"
(માહરી મઝેહ, ૩, ૧૩૫-૧૩૮, સફે ૨૩)

"કવિતા લખવી, ને ચાહવાનુ સુખ,
એ બે મળ્યા મહને, તો બીજી શી ભુખ?"
(માહરી મઝેહ, ૧૬, ૯-૧૦, સફે ૧૫૧)

આ સિવાય જમશેદજી પીતીતની અમીરી ખાસિયતોને ઇનસાફ આપવા માટે એવણનુ આ નાદર પુસ્તક બીજી ઘણી ગવાહીઓ પુરી પાડી શકશે, પણ તે સઘળુ અતરે તાકી બતાવવુ ઘણુંજ લબાણ થઇ જતુ હોવાથી, તે પોતાની મેલેજ જાણી લેવા માટે, અભ્યાસીક વાંચનારને સોપવુ પડેછે, કે જે વાંચનાર જેમ આએ પુસ્તકની મઝાહ ભોગવવામાં આગળ વધતો જશે તેમ, કવિની શક્તિ અને કવિની ખૂબીઓની પિછાન, તે કવિના ચમતકારીક વચનોની જાદુઇ અસરથી, તેને પોતાની મેલેજ માલમ પડતી જશે

જમશેદજી પીતીતની મોહટામાં મોહટી મઝાહ જેમ કવિતા લખવામાં સમાયલી હતી, તેમ તેવણની મોહટામાં મોહટી ખાહેશ એ હતી કે, તે કવિતાની કદર બરાબર

રીતે બુજાએ, અને તે આવતી ઓલાદોમાં હોંસ અને ઉલટથી વંચાએ. ગુજરાતી કવિતા વિષે ગુજરાતી વાંચનારી આલમમાં પસરેલા ખોટા વિચારોને લીધે તેવણ હરઘડી ધાસ્તીમાં રેહતા હતા કે રખેને તેવા ખોટા ખ્યાલોને લીધે તેવણની લીધેલી સઘળી મેહનત બરબાદ જાએ. ઘણીજ ઉડી લાગણી સાથ તેવણ લખેછે કે:

"વખત એવખત ધસક માહરે તન
પડેછ, કે રખેને માહરા વચન,
બિનકદરે રીબીને પામે મરણ!
એ માહરી મેહનત ને લીધેલી રંજ,
હવેની મુજ પુઠે આવતી ઓલાદ,
માન અને મોહબતથી કરશે કબુલ,
કે ગુસ્માથી કરશે તે તેનો ધિક્કાર,
વિચાર એ મુજ મને ઘુમેયો રહેછ,
સદા ને સદા!"

(માહરી મજેહ, ૩, ૧૪૦–૧૪૮, સફે ૨૩)

આ વિષય મધે, મરહુમ કવિની કવેતાઇ શક્તિ વિષે, તથા તેવણની નાદર કવિતાઓ વિષે, જે અદના વિવેચન કરવામાં આવ્યું છે તે એક કોરે મુકતાં, ખુદ આ પુસ્તક જેબી હાથોમાં જશે ત્યાં તેની અંદર સમાવેલાં બેમૂળ ગોહરોનો જે કીમતી હદિયો પોતા સાથે લેતું જશે, તે ઉપરથી, આ લખનાર એવું અનુમાન કરવાની હિમ્મત

કરેછે કે જમશેદજી પીતીતની આ નાદર કવિતાઓ, જેમ દરેક સારા કવિના બાબમાં બનતું આવ્યું છે તેમ, હોંસ અને ઉલટથી વંચાશે એટલુંજ નહિ, બલકે પ્યાર અને શોખ સાથ ગોખી રખાશે. પોતાની રસીક કલમની જાદુઇ અસરથી તેવણે પોતાની ઉમદા લીટીઓમાં લોકપ્રિયતાનાં જે બીયાં ઠાગેઠાર રોપ્યાં છે, તે બીયાં, ઘરડાં તેમજ જુવાન, અને મરદ તેમજ ઓરતની પસદગી એકસરખી રીતે તે લીટીઓ તરફ હરદમ ખેંચતાં રેહશે, અને વખતના વેહવા સાથ, કવિની ખાહેશ મુજબ, તેવણની "મેહનત ને લીધેલી રજ," આવતી ઓલાદોને હાથ "માન અને મોહબતથી" કબુલ રેહશે તેમાં આ લખનારને સેહજ પણ શક નથી.





# માહરી મજેહનું અર્પણ—પત્ર.

જે મોહબત ને માનથી તુ માહરી તરફ
હસીને દેખાડતો'તો તાહરો હરખ,
તેની એક ઇચ્છાની દાખલ આ કામ
જોડવા માગેછ તાહરૂ પોતાસે નામ
બના તાહરા ખાસ ને નરમ જીગર— ૫
ની યાદગારી દાખલ હુ કરૂંછ નજર,
કેખસરૂ પ્યારા![1] આ નીચની વણુત,
કબુલ કર, મજુર રાખ, ને નો કરનો રદ!
ગીયો તું તો છોડી આ નીચની જગત,
પણુ સોપી તે મહને સદાની વિપત્ત ૧૦
અરે! ક્યારે આવે મુજ મરણુનો દન,
કે ચાહરમની બામદાદે સુણુ તું—તન!

---

૧ કેખસરૂ ધનજીભાઈ મારકર,—જનમ દિવસ ૧લી મે ૧૮૫૮, મરણ દિવસ ૧૩મી મે ૧૮૭૭



## માહરી મજેહ.

૧

થાકેલા તનને આસાએશ થવા
ઉચા આ ગુલમોહરના છાયા હેઠલ
નાખ્યુ છે મેં, આસ અને પાસ,
ઉપર ને નીચે, કુદરત-લીલી,
બેશુમાર નખરામાં, રેહીછે કુદી    ૫
ફુવારાનો ગભીર ને ધીમો અવાજ,
લીલોત્રીના જથ્થાની મધ્યાનની મોહે,
ખોદાની હસ્તીની આપેછ ગવાહી
સફાઈદાર છાતીથી ફુવારો તે,
પાણીના રૂપેરી દાણાની સેર,    ૧૦
ખોદાની બદગીમા આકાશ તરફ



ફેરવ્યો જાયછ; એક ઘડી, એક પલ,
તેનાં એક ધ્યાનથી બીજી વલણ
તે લેવાનો નહિ.

એ જગતપતિ!

આપ મહને જોર કે મેહનત હું કરૂં! ૧૫
આપ મહને શુર કે અજ્ઞાનસે લહું
એક મોહટી લડાઇ! હલકાંમાં હલકી
એક તાહરી પેદાશમાં મોહટાંમાં મોહટી
કાબેલ્યતનો વાસ, તાહરી મદદ
વગર કેમ જોઇ શકે માહરૂં મગજ? ૨૦
કુરબાન તું પર થઇને, આ દોડતી જગત
વિસરી જઇ, લગાડુંછ તાહરી પર ધક.
થાયછ જ્યારે દિલપસંદ ખેબાણીમાં
વેહતી ખુશાલીનો એકદમ ઉભાવ,
આખો માહરી બનેછે ત્યારે અપંગ, ૨૫
ઉંડા વિચારમાં થઇ ગયલી પેવસ,
બહારથી દિસતી, પણ વિચાર વગર.
સંકોચાયલો તું છે, પથરાયલોબી તું!
છુપાયલોબી તું છે, દેખાયલોબી તું!
નહિ હોતી ચીજને તું હોતી કરે, ૩૦
અંધાપાથી આખોને જોતી કરે!
આજે જે લાગે નહિ બનતો બનાવ,
કાલે તે અચરુચો ચરજટ દેખાવ.
નાનું હા કરનારો તું છે દાનાવ,
એક મીંડાંમાં કરે એક જગનો સમાવ; ૩૫

હૈડામા ધરી તેં જેબી કઇ વાત,
તે હસ્તીમા લાવવાનો હુ ખરેખાત
સૂર્યના જેવા કઇ લપ્પો ગોઅલા–
ના ઓકાવ્યા તુંએ આકાશમા ગોલા;
ફર્યા જાયછ તેઓ વગર ખાવે દમ, ૪૦
એક દોડેછ અહિં, તો બીજો પેલીગમ,
એક ઘુમેછ દસ દિનના ચકાવ અંદર,
તો બીજો પાચ દાહડા પર કરેછ ફુકર,
પણ આધલાની આગલ જહવેરનો ઉજાસ,
નાક જેનુ બંધ તેને ફુલનો પમરાટ, ૪૫
યા માથુ દુખતા આગ઼ળ ખુશનુમા વાત
કામ આવે તે શુ ? તેમ માહરી નજર,
અપૂર્ણતાનુ જેની માહે અથક,
તે સપૂર્ણ તાહરી પેદાશોની માહે,
શી રીતે જોઇ શકે તેમની ખુબી ? ૫૦
તોપણ તાહરી મદદના નના હેઠન,
બને તે એટલી તો સખત ને તેજ,
કે રેતીના એક ઝીણા દાણાની માહે,
જોએ તે એક જગતનું બોહલુ બંધાણુ,
એક ટીપાના ઝીણા ઘેરાવાની માહે, ૫૫
જોએ તે એક ગજાવર દરિયાઇ રમત

ઝાડોના લીના ઝુમખાઓ ઉપર,
ખાતરાઓની નહાની હયેની અંદર,
સોરી મંનિરણના રેલાની માહે,

હીરા પેરે દવનાં ટીપાંઓ દેખાએ; ૬૦
કોઇ તો પાતરાંઓની અણીઓ પર
ચલકેછ, જહવેર જેમ કાનની અંદર.
થંડી લેહકીમાં કોઇ ધીમે ધ્રુજે,
બીજાંની ગરીબાઇ પોતે બુજે,
ગબડતું આવીને તેસે મલી, ૬૫
અરસ પરસ મોહબતમાં હસી પડી,
હજારગણું વધુ શોભીતું બની,
દિપેછ જેમ લટકતી હીરા-કણી
એવું થાયછ કે હુ જાણે તેની ભણી,
ખુશાલી તેનીમાં શરીક બની, ૭૦
બસ જોયા કરૂં ! ઓ માહરા ખોદા!
દવના એક ટીપામાં તુને સદા
હુ દિપેલો જોઉછ! ગમે તે હસે,
ને મશ્કરી મજાખથી મહને દસે,
પણ તુને તો એ તાહરી નાધવી પેદાશ- ૭૫
માં દિપેલો દીઠો મે નાખતો ઉજાસ!

રાતી સલી પર પારબતીને જોઉં,
વાકી મરોડમાં ગુલછરીને જોઉં,
દમામમા ઓવલીને ઉભેલી જોઉં,
ખીચોખીચ બેઠેલી ચંપેલી જોઉં, ૮૦
હારે હાર ગોલાબને વેરાતો જોઉં,
આવે ત્યારે વ્હાલું વતન મહને યાદ.
એક વાર જે દિપતુ તે આજે ખુવાર!

જે ફકાડેછ તેઓને સજાથી ધુર [૧]
હુન્નરથી કોતરેલા જબરદસ્ત પાહન— ૧૩૫
મા તેમના બદન બહુ થાયછે હેરાન;
કુદરતની ન્યામત—એમૂલ પાણી—વન,
જર્દ તેમના ચેહરા, ને સુકેલા તન

૧ ધુળ.



# માહરી મજેહ.

## ૨

### સાર.

કુદરતની ખુબસુરતીઓથી ઉપજતી ખુશાલી કાગજ ઉપર દર-
શાવવાની મુશ્કેલી—ઠાઠ કરી ઉભેલી કુદરતનો ચિતાર—
મરણ જુંડાઓને છોડી ભલાઓને ઘસડી જાયછે

# માહરી મજેહ.

## ૩

### સાર.

ઉગતી સહવાર—પાણીમા પડતો ઝાડનો પડછાયો—ઝીરનીનુ વરણન—માણસના બીજા બળની તારીફ—લોહડાની મનવાર—પાહડાનો ચિતર—તેને સદા કાયમ રહેવા માટે દુવા—તને ભજવા ચાહનાર માણસોને કેવે દરજે પોહચાડવા જોઇએ—સુરજના ઉગવા સાથ પાહડનો થતા ખુબસુરત દેખાવ—પાહડી શિખર ઉપર રહવાના એક ઘર માટે આરજુ—કવિતા લખવાની મેહનત રમેને ન ચન રી અ નમની બિનફેદરથી રદ જએ તે માટેની ધસક—ખોદાની બ દગી—તેની અપાર કુદરત—તેની વખાણ ગાવા માટે ખાકી બ દાની લાચારી—ભલ ઇની રાહ ત ઈ બતાવ્યા છતા ભુ ડાઇનો તરીકો પકડનાર ઇનસાન



# માહરી મજેહ.

૩

જો ! પેલો સૂર્યનો ગોળો ગગન !
સોનેરી કિરણનુ કરતો સુબન !
ઉદ્યમાથી ઉઠેલી ચક્ષીઓ પીછ,
ખબોચ્યે ઉતરીને, ધોતી રગીત
ઉડે ત્યા પતગિયુ મખમલ-બદન, ૫
ધાર તેની પાખોની સોનેરી રગ ;
હસતુ તે ઝાડોમા જાએ બિનકપટ,
કરે ઉડી નફકરૂ ફુલ પર ગમત
ઝુમેછે તલાવ પર એક અટુલુ ઝાડ,
છુટક પાતરાઓમાં લીલુ' કબાર ; ૧૦
ઉચો તેનો છાયો તલાવની અદર



3

પડયોછે પાણીમાં દિપતો સુંદર;
ફાધોછે ધોઇ તેને પાણીએ પાક,
નથી તે પર ગીરદ કે કચરો જરાક.
ઉગ્યું તે તલાવના કાંઠા પર ઝાડ, ૧૫
કાહડેછે પાણી પર મુલ્યાંને બહાર,
પડે જેનો આડકતરો જળમાં આકાર,
સહવારથી સાંજ અને સાંજથી સહવાર.
ભુલુંગરી આમલીને મહાલે ગાયછ,
છાતી છે તેની જેમ ધોળું રગત. ૨૦
ધીમે દગે વધે ત્યાં રનોરી બેસ,
પાણીમાં નાખવા અખતુસી બદન
નુરી બેરી ઝાડો પર દીચકાઓ ખાયછ,
ખેરવતી પીલાં ને પાકેલા પાન,
જે પડતા, પાણીઓને ધ્રુજતાં કરે, ૨૫
પાણી—જે પડ્યાછે હેઠે અખુટ.

કાહડીછે ગીરનીએ ડોકીને બહાર,
ઉદ્યોગના મારે જે હરદમ પોકાર;
સહવારથી સાંજ તેનો ઘુમતો ઘોંઘાટ,
હજારોની રોજીની આપેછે યાદ ૩૦
ઉઠાવીછે પથ્થરની ચોમેર દેવાલ,
ભલ્યાછે તેમાં કઇ સેકડો ખવાસ.
માણસ, ને ઓરત, ને બાલકો, ત્યાં
હીલતા સાધાઓમાં લાવી ઉમગ,
જાતી મેહનતથી ત્યાં રોટલો રળેછ. ૩૫

ચક્રોને ચક્રરમા મેલ્યાછે ત્યાં,
ધરી ઉપર ઝુમઈને લેતા ઝોલાન;
ચહડેછ ને ઉતરેછે ક્ષ્પીઓ ત્યા,
જાદુઇને જોરે, વરાળને હોકમ
ઉઠાવેછે એનજીન લોહડાના હાથ, ૪૦
રાખશ પેરે હીલીને કરતુ ઘોંઘાટ
ભેજું છે માણસનુ આગલાંઓ ચેઆર,[1]
પણ વમેછે ત્યા એવા ઓહલા વિચાર,
કે ઘડેછે તે આવા રાક્ષમી કામ,
ને રાખેછે તે તેનો નખમા સુમાર ૪૫
આ ચોહરા છે દરિયા, ને પોહલા છે પાહડ,
પણ ચોહર ને પોહલુ છે દરિયા ને પાહડ-
થી મનુશનુ મન, જે લેહજાની માહે,
તોફાની સાગરની છાતી ઉપર
બાંધેછે એવા તો ધાતુના ઘર,[2] ૫૦
કે દુશમન, કિનારેથી તેની ઉપર
ફેંકે ગોળાઓ, પણ તેની અંદર
વસતા મનુશને ન પોહચે ફ્કર
નાચાર ગોળાઓ મારવાનો ખ્યાલ
છોડીને, લોખંડી બાજુઓ સાથ ૫૫
અથડીને પાણીમા પડે બેહાલ;
તે લોહડાની મજબુત ને ઉભી દેવાલ
પર ફોકટમા અફાળે તેઓ કપાલ;
લોહડુ તે નહિ આપે તેઓને રાહ,

1 આર 2 લોહડાની મનવારો.

ભલે ઓ પૈસાના પુજારી તુ,
વખત તાહરો તે અદર ફોકટ ગુમાવ!
મહને નથી ફોકટની મોજેસે કામ, ૧૩૫
ઉપયોગી જીંદગીમા દિવસો મુજ
વાપરતો પામુ હુ મેનર મરણ,
ને વખાણે લોક માહરી લીધેલી રજ,
એજ માહરી ઈચ્છામા ગુંથુ છે મન
વખત બેવખત ધમક માહરે તન ૧૪૦
પડેછ, કે રખેને માહરા વચન,
બિનકદરે રીબીને પામે મરણ!
એ માહરી મેહેનત ને લીધેલી રજ,
હવેની મુજ પુઠે આવતી ઓલાદ,
માન અને મોહબ્બતથી કરશે કબુલ, ૧૪૫
કે ગુસ્સાથી કરશે તે તેનો ધિક્કાર,
વિચાર એ મુજ મને ઘુમેલો રેહેછ
સદા ને સદા!

ઓ તુ ખોદા!

બવે આ જગતના પવર પિતા!
તુ વગર કોણ માહરી ઉમેદો બર ૧૫૦
લાવે આ ધરતીના તખ્તા ઉપર?
પુજા તાંહરી કરતા તુ શિખવ મહને,
કે પુરતો હુ બુજુ સપૂર્ણ તુને
"આપેછ તાહરી યાદ મહને સર્વ ચંદર,
ચો દિશાએ તુ માહરી આનેહ નજર ૧૫૫
સહવારને પોહર જ્યારે લેઉ છુ વતાર,

ને રોશનીથી તર કરતો—થયો દાખલ.
ખુશીમા મન માહરૂ રમતુ કીધું, ૬૫
ખરા દિલની તારીફમાં નમતુ કીધું.
એક ટેકરા પર બેઠો, તે જોતો દેખાવ,
હથેલીનો આપીને તે પર ટેકાન;
જ્યાં ફર્નોનાં ઝાડ હેઠે ઝુલતાં હતા,
ધીમે ધીમે હવામા ડોલતા હતા, ૭૦
જેઓની જોડે આગલ પત્થર ઉપર
કરાયાંનુ હતુ એક બાધેલુ ઘર;
તાર ઉપર તારોને ગુથ્યા હતા,
સફેત બનાનતમાં મુક્યા હતા,
પત્થરની કોર પર ચોહટાડ્યા હતા, ૭૫
માખ ધરના ફાંસાઓ બાધ્યા હતા
એ માખીની ઘોરોની ઉપર આબાદ
આવી રહેલાં હતાં ઉમરાના ઝાડ;
આડા ને તીરાં તે ઝાડોના થડ,
ઉપલી લીલોત્રીમા, દિસતા ઉજડ, ૮૦
સિવાએ કોઇ જગે થડની ઉપર
નમાનતા ઉમરાઓ[1] ઝુમખામા સર,
થતો જેથી થડોના ઉજડ દેખાવ—
નો કેટલેએક દરજ્જે માનવત નિભાવ;
હતો જેમા કોઇએકનો રાતો દેખાવ, ૮૫
કોઇએકનો લીલો છુપી કરતો રાન,
કે આ રાતા બાઇબધો સોનેરી રગ-

[1] ઉમરાના ફલ

મા કરેછે જોનારને હેરત ને દગ,
પણ હમારો લીસો, અપૂર્ણનો ધ્યાન,
ધરેછે જોનારની ચશ્મો આગળ ૯૦
હર તરફ હેમતીને, ફેરની ચશમ,
જોતો કુદરતનો ઉગતો તનેસમ
ઝાડોના થઇ ઘેરી બેઠેલી લીન
આપતી તી એ રીતની છુપી દલીલ,
કે જંગલમા માહરેથી ઘેરાવના થઇ ૯૫
નામોશીમા લપેટેછ મેહોના થભ
આગળ જોતા હિંમતો કઇ ઓરજ દેખાય!
દર્યા પેરે દિસતી ઘુમ્મમ ભરી ખીણ,
વચ્ચે વચ્ચે પાહડાના સરો સંગીન,
ટાપુનો આપતા તે તેમા દેખાવ, ૧૦૦
હતો છુટી લીલીનો તે પર જમાવ
વળી ચુમે આકાશને પાહડોના સર,
બરફને રેહનાના આકારી ઘર,
જે વાદળમા આપતા'તા જાહખો ચિતાર,
જાહખો પણ આપનારો ખોદાઇ વિચાર ૧૦૫
ખુદરતના માહેબ! ઓ જગતપતિ!
તુ જ્યો પાહડોની મેખો જડી,
લપેટયો ધરતી પર જેણે આકાશ,
ઉપન્ન કીધી જેણે આ રંગીન પેદાશ,
કીધી જેણે ધરતીને ફરતી પેદા, ૧૧૦
નીસ્તીથી હસ્તીમા ફેંકી સદા,
રાત અને દિસ જેની તારીફ અંદર,

પગ-રોકા અણ્યાના ઉચમ્ઇ ઉપર,
પગ કાહડી ઉભા છે પાહડો સગીન,
ઘેરી નેડ ઝાડોથી ભરેલી ખીણ ૧૧૫
ધાટુ તાણી પક્ષી, દરખ્તો ને ચાહન
ખાની કરેછ તનથી જે મોહબતના ખ્યાન,
વખાણ જેની તોનના છે તારીફ પધાત,
મુગીજ જે ઉચમવેછ જેની પર હાથ,
આવા શુભ વખતે તાહરી સેતાશ, ૧૨૦
કરશે ન કોણ? આ રગી પેદાશ-
મા છે કો શખ્સ એવો બદબખત,
જે ઉઘાડે નહિ તારી બદગીમા લબ?
થયા કોઇ ઓરતે જગમા જનમ
જે મારે નહિ આ વેના ખુશીના દમ? ૧૨૫
કીધી તુએ માણસને સારૂ પેદાશ,
ધરે નહિ તેને કે દુખના અવાજ
કાહડે તેની બોહલી પેદાશો ઉપર,
ને નિરાશીમા ઝુમાવે પોતાનુ સર,
ધરે નહિ તેને એ રીતનુ કરમ ૧૩૦
કે ખાલી નામ પર ઘસે પોતાનુ તન
ઢકાયનો રહે વાદન અર્ધો સૂરજ
પણ દેખાડે પોતાનો બપકો સરસ
તેમ વિપતમા પડેલો ભલો મરદ
છુપાવેછ પોતાનુ ભિત્તર-દરદ ૧૩૫

ફતેહમદ સૂરજે જ્યારે ધુમ્મસ

ને આપી શિકસ્ત, આહા કેવો દેખાવ!
ઢળતા પાહડોથી ઘેરાયલી ખીણ,
વિચિત્ર દેખાવમાં લાગતી રંગીન,
ઝરા દિસે એટલા તો નાધવા નીચાણ ૧૪૦
કે દેખાતા તે નાહના રીતની સમાન;
રૂપા પેરે આપતા'તા તેઓ ઝલકાટ,
થંભ ઊભા દિસતા, નહિ મારતા પોકાર
બેઠો'તો જે હુ ટેકરાની ઉપર,
નાખતો'તો ત્યાથી જો સામે નજર, ૧૪૫
તો પાહડી મિનારાના ઊંચા કંગુર,
કોઈ પડેલા નજદીક, કોઈ હટેલા દૂર,
એકાંત મગરૂરીમા થઈ બેદરકાર,
આકાશ પર ફેંકતા અણચાલ્યા આકાર
વલી માહરી પાસેના ઢળાવ ઉપર ૧૫૦
દેખાતી ઝુપડી એક ઝાડની અંદર,
જંગલી લાકડાઓના વાંકા ટેકાવ-
મા આપતી તે ગરીબ, નમાનો દેખાવ;
વસતો તે જગે એક ભલો શખસ,
કાહડતો ત્યાં જીંદગીનો છેલ્લો વખત, ૧૫૫
એક બેટા પર લટકતી તેની ઓલાદ,
હતો તે સંતોષથી સુખ્યો ને શાદ
નહિ છાટેલી ધુલ તેણે પાટલા ઉપર,
સોત્યુબી નહિ ગયલુ હાથની અંદર,
કે ઘસડે કાગજ ઉપર ભાગા અક્ષર; ૧૬૦
દુશ્મન હતા તેના એલમ ને હુનર,

વિદ્યા તેની હતી મોહડેની કેહવત,
જે ગગડાવતો મુખેથી તે બેધડક.
વાત હતી એક તેનો બારે એચમ,
હરવખત જે પર તે થતો ગરમ, ૧૬૫
ગરમ થઇને કાહડતો તે મ્હોથી સુખન,
ઘડી ઘડી ઉચકતો પોતાનું તન.
સુકાં તેનાં કાયામાં છબલીનું જોર·
દેખાડતુ અજબ તે ઘરડાનો તોર.
બેઠેલો તે ઉઠી લેતો એવું તાન, ૧૭૦
કે શું બોલેછ તેનુબી નહિ રેહતું બાન.
ખરંજ તે સહમજતો ખાલી ગુમાન,
દેવો ને પરીમાં રાખતો ઇમાન.
ગામડેના બોલો વાપરતો મધ્યાન,
આપતા જે તેની તોખમ ને નિશાન; ૧૭૫
ગામડેના તેઓ, પણ કવિતા તાન-
ની દેખાડતા ઉત્તમ ને ખરી નિશાન;
બાકી તો વાત તેની કુચા સમાન,
એકનું એક લાવે, નહિ બેચનારી ધ્યાન;
તે દુખવતો માથું ને કરતો લબાણ, ૧૮૦
પણ બોલાછથી ભર્યો હતો તેનો જાન;
લાગતો તે બોલતો બચ્ચાંની સમાન.
કદયે જો તેને કે સુરે છે ચાન,
તો ઘડીભર તેથી તે કબુલ કરે,
"હાશે બા" કેહતો તે ધીરજ ધરે. ૧૮૫
પીઠું આંટી ધીરજથી છૂટતો સદા,

ધીરજથી કીધેલું કરજ શીદ,
જે વારસામાં આપેલું બાપે તેને,
દીકરો જાણી નાખેલુ માથે તેને,
ઉપાડયો તે બોજો ફરજથી તેણે, · ૧૯૦
કાહડયો તે બોજો ધીરજથી તેણે
ઉખડી જાએ ધીરજથી પાહડોની મેખ,
નિકળે પીરેમીદની ખુન અને બેખ.
કોટ બાધે કાંકડે તુ ધીરજ જો હોએ,
અચ્ચાંની કરવતે ઝાડો વેહરાએ, ૧૯૫
ખોબલે પાણી લેતા તાકી સુકાએ,
પણ એવી ધીરજ કવચીતજ દેખાએ;
અગધી અરધી રાખતાં હુનરો કેહવાએ,
કાંકડાપર કાકડાથી પાળો બધાએ
થયાછે ધીરજથી ભીખારી મીર, ૨૦૦
તખત પર બેહાછે જાતે ફકીર,
ચહડ્યાછે લગડાઓ એટલા ઉચાણ,
કે સાજા ઉતાવલાનાં તુટે ગુમાન.

તે ઝુપડીને મુકી દોડાવતાં ચશમ,
જોતી તે લખાપલો જુદોજ ભરમ; ૨૦૫
એક ગમ તડકુ, તો બીજી કાલાસ,
એક ગમ સુકુ, તો બીજી લીલાસ;
એક ગમ નિકલેલા પાહડ ને ખડક,
બિનવસ્તીથી દિસતા ઉજડ ને પડત;
બીજી ગમ ઝાડોથી ભર્યાં મેદાન, ૨૧૦

ગેમ ઉપર ગેસો પડેના લબાણુ,
ગામડાના દિસે ઝુમખાઓ જે માહે,
હાથ હાથની જગ્યામા દૂરથી સમાએ,
દિસતા તે દૂરથી રમકડા સમાન,
કીડીના બાધેના જાણે રેહઠાણુ, ૨૧૫
ઉદર જેવી ઘટેની ભેમો નીચાણુ,
ગેઇ ભાગ્યશાળીની દોલત નિશાન
નાખ્યો તનાન એટલો તો હેઠાણુ,
કે સુદ્રીમા લેતા નહિ પામે દબાણુ
વળી એમ નજદીકના ગામડામાથી ૨૨૦
બચ્ચાનો ર તો સાદ આવતો ઉચાણુ,
રતો પણ કરતો તે ખૂશ માહરો જાન,
જેમ આપે મજેહ ખૂશ ગાયનનુ તાન,
એખરો સાભળતા નહિ ખેચનારો ધ્યાન,
પણ માનીનો લાગતો તે કુદરત બખ્યાન ૨૨૫
બાગનુ બેબે, ને મરઘાના સાદ,
નરમ માહરા કાનને કરતા તા શાદ,
મખત તાહરને આપતા તા બનતા શિસ્ત
નવીન દિસતી માહરી આગળ એમ જગત
એવી દિસે આગગાડી મેદાન અદર ૨૩૦
લેહ ગમારૂ જાણે હરેની ઉપર,
મરપ પેરે લાગનીતી ધમ ાતી તે,
દેખાતી માર વેના દ માતી તે,
નાદના ગેટા ટેમ ાી પાછળ બા[illegible]
આાની તે અચચુગી પાછી દેખાઇ, ૨૩૫

લેતી તે ગોધી ને આઠકતરી રાહ,
રમકડે મળતી બચપણમા મનહ,
તેનીજ હુ મેળવતો તેમા ગમત,
ખોટાને મન જે એક નાથની રમત
ગણેછ જે બચ્ચાના જેવા ઇનમાન, ૨૪૦
પિતા પોતે એવો ખશીથી દેખાણુ,
માણુસની રમતમા મેળવેછ ગમત,
ધરી બેગી આકાશનુ ઊચુ તખત,
પગ જેના મેલવાને જગ છે ઇસ્તાન,
રમ્યેછ હા આપણુ જે ઉપર ઇનમાન, ૨૪૫
જાઇએછે બહુ વેના હદથી લણાણુ,
ધરી લેઇ બચાના આપેછ તે ધ્યાન,
માણસના સુખમા છે મશગુલ સદા,
કીધી જેણે માણુસને સારૂ જ પેદા
આ મોહની જગત, તેનો આભાર, ૨૫૦
બેસતા ને ઉઠતા, ને સાજ ને સહવાર,
મકાનમા પેસતા કે નિકળતા બહાર,
માનવાને જીગર છે માહરૂ તૈયાર
ફેરવુછુ જ્યાબી હુ માહરી ચશમ
ત્યા દિસેછે તેનો ભારે તલેસમ, ૨૫૫
ઝાડ અને પાન અને પર્વત બુલદ,
સૂર્ય ને ચદ્રના ગોળા નૂરમદ,
ગહરેઓ ને તારાના ઝનકતા તન,
‘ વીજલી ને વાદળ, ગગગાટ ને વરણુ,’
સહવારની લેહકી, તોફાની પવન, ૨૬૦



6

તુટજો તમામ તેના સાંધા ને તન,
ઢુંપાજો ચીમટાથી તેનું બદન!
જાલમ અધારીમાં થજો ગરક,
પડજો તે ચીનવદના પૂલથી દોજખ,
ગભડતો હેઠલ! હેરાન ને દુખી, ૨૯૦
રડજો તે પસતાઇને પોકો મૂકી!
ભુખમરે થાએ તેનો કોડો હલાક,
તરસીને કરે જીભ ટાલવાસે વાત,
ત્યારેજ તે કરે પસતાવાથી યાદ
તે મોહટો ખોદાવદ જે સૌનો છે બાપ ૨૯૫
મરકતી પેહેલવાનો પડયા પેદા,
નહિ ધરમ, નહિ દીન, નહિ એકીન કે ખોદા;
બનેછે પરપોટઇ પીઠ પર સવાર,
પણ નહિ રાખે ભાગવાનો કશો વિચાર
વાદલને ટીંગઇ જે પડવા નહિ ચાહે, ૩૦૦
સરફ તેમા તેની હેમાકત દેખાએ
પ્યાલો છે તેઓના બચ્ચાના ખેલ,
ટકોરે તુટે જેમ પાનાના મેહલ,
કરેછ તેઓ ઉડતા પવનસે લડાઇ,
લેઇ જાયછ છાયા પર દોડી ચહડાઇ; ૩૦૫
કિરણો પર ગાડી લેઇ દોડવા માગેછ;
વાદલ પર મેહલો ઉઠાવા માગેછ,
રોશનીની ગાસડીઓ બાધવા માગેછ,
સુરજને ખાલી એમ કરવા માગેછ;
બલતો આતશ તોલી જોખવા માગેછ, ૩૧૦

સુયાથી વાદલો સાધવા માગેછ
રે! આવ્યો જમાનો નજીસ ને નાપાક,
નહિ રાખે દિલમાં કોઇ યજદાંની ધાક,
ગુમાવે જીંદગીનો કિમતી વખત,
જીગરના ગુમરાહ, ને દિલથી સખત. ૩૧૫
નથી તેમને અમર જીવડાની ખબર,
ખાવા ને પીવામાં કાહડે જીવતર,
સુવામાં સમજેછે જીંદગીની નેમ,
એવાનું રખ કરે તારણ તે કેમ?
ગયા તે દાહડા, સોનેરી સદા, ૩૨૦
કરતાં જ્યારે આદમીઓ નેકીજ વદા;
આવ્યો હાલ જમાનો બદ એવદા,
થયો તેથી દાદાર જગત પર કદા.
નહિ મલે ધરતીનાં પેટાંમાં રસ
કે આપે તે ફલો એકકથી સરસ; ૩૨૫
નહિ રહી વેપાર કે વનજમાં કસ,
કે બધાએ દૂર-રાજો પર દોસ્તીનો કસ.[1]
નહિ મલે ભલાઇ ને નેકીને જસ,
જુંઠું થાએ ભલું, ને ભલુ નરસ.
રેડુ જે છાતીમાં છુપા વિચાર, ૩૩૦
તેજ ધરે ગરદન પર નાગી તલવાર;
કર્યું જે ધણીસે નેકી વદા,
તેજ લોહી પીવાને તાપે સદા;
ધર્યો જે શખસનો કુમકથી હાથ,

૧ ઓ

કામ કાહડી લેતાં તે મારે અછાત; ૩૩૫
બેડી નેકી ઉપર શુકરની રાસ,
બુરાની ચહડતી ને ભલાનો નાશ.
ઉઘાડે હાથ આવ્યા જગત અંદર,
ને ઉઘાડે હાથ જશું અંતે ઉપર;
નહિ રેહશે રુન્નું, કે પૈસો, કે જર, ૩૪૦
આવ્યા તેમ જવાના અંતે ઉપર;
નહિ બંધાશે દોલત કરકતી ઉપર,
નહિ ખેંચાશે પૈસો દોખમાંની અંદર,
તો કર્યે શું કરવા ફોકટમાં ફર્યાદ?
ભલો છે આબાદ ને બુડો બરબાદ. ૩૪૫
બુરાઈમો રેહેશે જે હસતો મધન,
તે દોજખના ગારમાં થવાનો દફન;
બદીમાં ડુબેલું રેહશે જે તન,
બહેસ્તનો દરવાજો તેની પર બંધ.
આડો થઇ પડશે હોરમજ્દ તેની રાહ, ૩૫૦
વકાસતાં દોજખમાં કરશે તબાહ;
દોડી આવશે તે પાસે દેવોની જાત,
હાહુ ને હીહાથી કરશે ધોંધાટ,
તાના તે પર મારીને કરશે મજાક,
બીક અને હેબત, ને ધાસતી ને ધાક- ૩૫૫
થી નહિ મલશે તેને એક ઘડીની થાક,
"ઉજાગરાની અડચણથી થાશે હલાક."
તેજાબી બલતાં પર મુંજાશે તે,
યા અણીઆલાં ધાસો પર નખાશે તે;

ઉઠાવશે દેવ તેને બાવા ઉપર, ૩૬૦
યા ચીરાશે ખન્જરથી તેનુ જીગર,
ચામડી તેની કાડીને ઉખેડશે ખાન,
યા લાનચોલ લોહડાથી ઘેરશે કપાલ
તોજેશ તેને કરવાનો આવશે વખત,
તોજેશ તેને કરાવશે બલતા સખત, ૩૬૫
ધરાવશે દાતમા પસતાવાના હાથ,
કરાવશે તેની પાસ મિન્નત કલ્લાટ,
બોકીને દેવાડશે તેને ત્યા યાદ,
દુન્યાના ગોળામા કીધેલા પાપ,
ઉઠશે એકાએક જો તેની સનમુખ, ૩૭૦
દટાયના કુદીને દેખાડશે મુખ,
દેખાડશે મુખ એવા સિકલે બદ,
કે હેમતીને સકોચાઇ જશે તરત,
રોપચાઓ આખો પર ઢાકી દેશે,
થશે એવી રીતે તે બહુ પરેશાન, ૩૭૫
હાથોમા મસતકને દાબી દેશે,
"હલાક થશે હર રીતે તેનો પરાણુ"

અજબ રીતે ચાલેછ આએ ધરતી બુલદ,
એક આવેછ જગમા બીજો થાયછ દફન,
કોઇ દાખલ થતામાજ પામેછ મરણુ, ૩૮૦
કોઇ રગડ રન્જેમા ધસડેછે દન,
કોઇ હસતો રમતો સદા રેહછ મગન,
ઘેરેનુ નહિ રાખતો ચિતાએ મન

બાલોમાં જો એક ચકરડી રમેછ,
તો બીજો કરકટી પર દોખમે ચહડેછ. ૩૮૫
કોઇ ધરેછ અધારી કબરની રાહ,
તો કોઇ બલી મસાણે થાયછે સફા.
બનતા રેહછ એવા બનાવો હરદમ,
માગો જો નસીહત, નથી તેમાં કમ.
પદાની પોથી છે દોખમાની ધેઆન, ૩૯૦
નસીહતની પેતી છે ઘોરતું મકાન.
સુદાની નિંદ્રામાં ઘેઆનતું સ્વાન
સેવટના છેડાનું આપેછે ધ્યાન;
કીધેલાં પાપોની આપેછ તે યાદ,
ચુપકીદુ મારેછ તે નસીહતી સાદ ૩૯૫
કે "ચાલ્યુ હું હવે સેવટની જગા,
આ લોખડી બિછાને થાઉ છું તબાહ;
આજે જે પોહડે બિછાને નરમ,
કાલે તે નખાએ પથ્થર પર બેદમ.
આજે જે ચારઘે બેશી ફરે, ૪૦૦
કાલે તે માહરીસમ દોખમે ચહડે.
ખણખણાટ કરતી સાંકલોની સાથ
દોડે જે ગાડીમાં કરતો ધીંધાટ,
તેનો પણ સેવટ હાલ એવોજ થશે,
જુના જામામાં તે દોખમે જશે. ૪૦૫
ખવાશે ખલીરથી તેનું બદન,
ગીદોનાં ટોલાંનું થશે ભોજન.
કસુંબની વણત ને ભરતનાં કામ-

મા મારે જે આજે મિન્નગે ઇમામ,
કાને તે થગે ગુન્દીને નનામ, ૪૧૦
નહિ રેહગે મેહદો, કે શેહગે કે ગામ ”

માગે છુટવા અગર કયામતને દન
તો જરથોસ્તી ધરમને કર તું નમન ,
બગી રાખ્ જીગરમા તેના હોમ
ને નેળ ને નીતિની ન્યામતો જમ ૪૧૫
ધર્મ ભીયો જને ઘણો બુનદ,
બુનદ જેની વાણીમા નગીહતી પદ ?
ધર્મ કીયો છે પાકીથી નરમદ,
મદ આનસને તોડનારો ખૂમ નેરેમદ ?
ખડ સાતેમા પથરઇને ધમારામદ ૪૨૦
તોડયા કીયા ધર્મે ફરેબ ને ફદ ?
અવગુણી રાહના નામ કરી બધ,
તોડયા કીયા ધર્મે હવમના બધ ?
પાથરી કીયા ધર્મ નિર્મલ સુગધ ?
રે ! જરથોસ્તી ધર્મે, જે જાતે બુનદ ! ૪૨૫
આપ્યુ કીયા ધર્મે ખુશરૂને તાન
ઈસનામી મહમદનું ચીરવા ગુમાન ? ૧
મોણે આપ્યુ તેને જનુની તાન
જરથોસ્તી ધરમનો બચાવા જાન ?
રે ! જરથોસ્તી ધર્મજ, જે જાતે બુનદ, ૪૩૦

૧ એવું કેહેવાય છે કે મહમદ ખુશરૂ પરવીઝની ઉપર મહમદી ધરમ કબુલ કરવાનું એક ફરમાન મોકલ્યું હતું જે ખુશરૂએ ભર દરબારમા ચીરી નાખ્યું હતું

ઝમકતો, દિપતો, મદાનો મરદ !
ઇન્દર,[1] ને કુન્દિઝ,[2] કપસ્તિ,[3] એશમ,[4]
થયા જેના તાપે જેમ માખણ નરમ.
પીલા ને લાલા હાથવાળી આલમ,
રાખે જે સુનાનો હમેશ ચડમ, ૪૩૫
સુસ્ત અને મદ જેના કતાયલા પગ,
કરે જેના હાડકા ને સાંધા ને રગ,
ઘેરાયલી ને ઉધરેતી જેની ચશમ,
મારે જે ભિત્તરથી બલગમી દમ,
વેહ્યા તેની આખમાથી આસુના નેવ, ૪૪૦
જરથોસ્તથી રહ્યા કુલ નાપાકો, દેવ;
સોનાની એડીનો ગન્દર્વ[5] નાપાક
વેરાઇને પડ્યો દોજખમા થઇ રાખ;

---

૧ અરદીબેહસ્ત અમસાસ્પંદની વિરૂધનો એક દેવ અને બીજા દેવોની સાથે એહરેમનનો સાથી ગણવામા આવ્યો છે, અને બુનદહેશ પ્રમાણે તેનુ કામ એ ગણવામા આવ્યુ છે કે તે માણસ જાતને નેકીના કામોથી પાછા ફેરવે છે, અને તેઓના મનમા સુદરેહ કસ્તી નહિ પેહરવાનુ ગુમાન ઉભુ કરે છે

૨ એના ખુલાસા વિષે જુઓ પાછળ આવતી "કુન્દ" શબ્દની નોત

૩ કીનાનો દેવ, જે બુશ્યાસ્પ, ગૂઇતિ વિગેરે બુરા દેવાનો સાથી છે

૪ ગુસ્સાનો દેવ બુનદેહેશ પ્રમાણે એ દેવમા સાત બુરી શક્તિઓ છે, જેથી તે માણસ જાતને બહુ નુકસાન પોહચાડે છે

૫. પાણીમા રેહનારો એક દેવ, જેને, જમયાદ યશ્ત પ્રમાણે, મોહોડુ ઉઘાડી બની પદાર્થોને ગળી જતો જણાવ્યો છે, અને જેને કેરેસાસ્પે, અરદવીસુર તથા રામ યજદની સ્તુતી કરી, દુઆ ગુજારી, મારી નાખ્યો હતો

ક્રુન્દ[1] અને ખ્રૂર[2] બી થયા ભસમ,
જરથોશ્તી વાણીથી બંધાયા દમ — ૪૪૫
અુદતિ,[3] ને મૃદતિ,[4] ને થદીનો દેવ,
દોડતા દોજખમા વિખરાઇને રેવ,
અવિધ્નૂ[5] ને શીન[6] બી ગયા સતાઇ,
તે સાથે નકસ્માત દોજખમા ગઇ
ગરીબાઇની નાદી રોક નમતી કરી, — ૪૫૦
ચીથરેહાન, ભુખી, રડતી ફરી,
ઉંડા દોજખમા જઇ ઉંધી પડી,
જાડખામા તેના રાહ શોધી ધરી,
ભુખમરો પોતા સાથ લેતી તે ગઇ,
નસનહની દેવીબી અણદીઠી થઇ — ૪૫૫

નમાજ તમોને અએ પાહેલો ખુદા!
નમાજ તમોને જે પોહતા ગગન!
નમાજ તમોને જે વાદલની બહાર

---

1 વાદલમા નમાયની એક બુરી શક્તિ, જે વરસાદને પરા અટકાવે છે એનાથી ઉત્પન્ન થયો કુન્દિક દેવ, જેનુ નામ પણ વંદીદાદમા કુન્દ દેવની સાથે આવે છે, તે પણ વરસાદ અથવા આબાદીના કોઈ પણ સાધનની આડે આવનારી એક બુરી શક્તિ છે

2 એક દેવનુ નામ છે જે દેવ ખેશમ એટલે ગોસ્સાના દેવ અને બુશાસ્પ એટલે આળસના દેવની સાથેનો છે

3 બુતપરસ્તીનો દેવ

4 એક દેવનુ નામ છે, જેનુ કામ નાશ લાવવાનુ છે

5 ખેશમ એટલે ગુસ્સાના દેવ, અને બુશયાસ્પ એટલે આળસાઈના દેવની સાથેનો એક દેવ.

6 એક હિંદુ દેવતાનું નામ. પરોહિતના કેહવા પ્રમાણે, રુદ્ર અથવા મહાદેવના નામથી તે નાશ કરનારી અને સરવ પ્રાણીને બુરા કરનારી એક શક્તિ તરીકે, ઓળખાય છે

ડોક્યાંઓ તાણીને ઉભા ટટાર!
નમાજ તમોને જે ઘાસોના ભાર ૪૬૦
ખોલામાં ઝાલીને ઉઠયા ટટાર!
નમાજ તમોને જે સોલે સનગાર,
લીલાં વસતર પેહડી, ઉભા ટટાર!
લટકાવી કલીના ઝુમખા ને હાર,
હસી હસી મારતા ઝરાગા પોકાર, ૪૬૫
જોતા ઉચાણુમાથી સામટો દેખાવ,
દમામમા દેઇ આગલ પગે ટેકાવ,
નહિ રાખી આસપાસની કઇભી દરકાર,
ઉચકાયલા પૂજતા એક પગે કિરતાર,
ઉભેલા વાગી આકાશી દફતર, ૪૭૦
ચીરી વાદલો, ને શોધતા પર્વર
ખરા દિલની તારીફમા તમને નમુ
તો ખૂશીના પરવાહમા હમતો રમુ.
ઝાડોમા ઉભેલા દીકેરાબંધ,
કરૂ જો તમને મગજમા ઉત્પન્ન, ૪૭૫
તો બને એવું અશો, જગ તજીને, તન,
કે જીવતાં જીવત બનુ બેહસ્તી તદન
ધગએ નહિ આખે જો તાદરી કિરતાર,
તો પાદડોની ટોચો પર જો ચમતકાર!
બાજો એવા મવગે કબુદ ને બેબાક, ૪૮૦
જો નહિ રાખતા ઉમરમા યજદાની ધાક;
બહેસ્ત અને દોજખની કરેછ મજાક,
ફુલેલા, ફાટેલા, ઇત્તર, તચાક.

અમર જીવ સમજેછ, નાપાકો, હવા,
બરબાદીમા તેની મેલવેછ મજાહ. ૪૮૫
જોવા માગે તેઓ જો તે કિરતાર
તો પાહડોની ટોચો પર જોએ ચમતકાર
કોણે ખેંચી રાખી ધરતી બુલંદ?
તુ એજ, તુ એજ, ઓ હોરમજદ નૂરમદ!
કોણે મારી તે પર પાહડોની મેખ? ૪૯૦
તુ એજ, તુ એજ, ઓ અશો ને નેક!
કોણે વાસ્યા વાદલ એકક અદર?
તુએજ, તુંએજ, ઓ મોહટા પર્વર!
કોણે ઉગતો કીધો સૂર્ય સદા?
તુ એજ, તુ એજ, ઓ મોહટા ખોદા! ૪૯૫
કોણે ફરતી કીધી સહવાર ને શબ?
તુએજ, તુએજ, ઓ આકાશી રબ!
કોણે કીધો દર્યો મારતો પોકાર?
તુ એજ, તુ એજ, ઓ સર્વ આધાર!
છે તાહરા હેસાન જગત પર અપાર, ૫૦૦
નમાજમાં વલીને ઘસીએ કપાર, [૧]
કપાર[૧] ઘસી કર્યે તાહરી પર દુવા,
બદગીજ છે ખાકી બદાની દવા;
નહિ બચે જે વગર ગુનાહની જડ,
કોસ્તીકની રાખેઠ જે તે પર અસર ૫૦૫
તુ! જેણે કીધા આ દર્યા ને પાહડ,
તું! જેણે કીધી સાંજ, રાત, ને સહવાર,—

[૧] કપાર

દોડાવ્યા ફલ ફુલની રગોમાં રંગ,
કુદરત કીધી ખીલતી ને ઉગતી અદભંગ,
ઘાસોમાં પુર્યો એવા તો લીલાસ, ૫૧૦
કીધી એવી રંગોથી ભરપૂર પેદાશ,
કે ઉસકેરઇ ફેરવતાં તે ગમ દિદાર,
ધ્રુજી પડે દિલોના અણુદીઠા તાર,—
રેડ માહરી કવેતમાં મધુર્યો રસ,
આપ મહને ભાષાનું જોર ને કૌવત! ૫૧૫
કર વેહતું મગજ, ને બોલતી જબાન,
ઉભાવ માહરૂં જીગર, ને ઘસ માહરૂં ધ્યાન!
નબલી માહરી શક્તિને જોશભરી કર,
મિઠાસથી ભર માહરી કલમને તર,
કે કાગજ પર છોડે, તે દોડતી, વિચાર, ૫૨૦
એવા, કે નબલો થાએ તેથી ટટાર,
જોશપર ચહડે તેનુ કુમાતું તન,
ચલકે ખુશાલીમાં ઝાંખી ચશમ,
તુટી જાએ ભિત્તરમાં ચોહટું દરદ,
ચળોટી થાએ તેનો ચેહરો જરદ. ૫૨૫
એટલુજ હું માગીને ચુપકીદો થાઉછ,
ને બાગીતુરી ભાષામાં આગલ ચલાઉંછ
હું માહરી મન્જેહ; કર તે પર નેગાહ,
ને લેવાની હોએ તો લે તેમાં મજાહ.

ગોનેરી પેલાં ખેતરની અંદર, ૫૩૦
કણસલાં ડોલેછ જ્યાં નીચે ઉપર,.

ખોદેછે આદમી એક જમીનનુ પડ,
ભાજેછે જમીનને એકી તગડ,
નથી જોતો આસપાસનો સુન્દર દેખાવ,
નથી જોતો ઝાડોનો લીલો પેહરાવ, ૫૩૫
ન જોતો તે ઉગેલા ફુલગા ને ઘાસ,
ન જોતો તે પાહડો ને ખાણની પેદાશ
એહસ્તમા છે તે, પણ ન એહસ્તનો વિચાર,
ભોળો તેનો દેખાવ ગામડિયો ગમાર
ખેતર છે એજ તેની આખી જગત, ૫૪૦
વડનુ યડ નિચેનુ તેનુ તખત
રાજની ઉથલપાથલ નહિ તેનુ મમ,
જમીનની ઊથલપાથલ તેનો આરામ
છે તેનુ છત્તર આ ફરતુ આકાશ,
વનતા દરખતીઓ નમતી પેદાશ ૫૪૫
ગલીચો તેનો છે જમીનનુ ઘાસ,
ખુશામત તેની છે ફુલોનો વાસ
ચલકતા તારા, ઝલકતો માહતાબ,
ને ઝમકતો શુક્ર, છે તેના ચેરાગ,
સારેછ જે મેહેતના ઝુમ્મરની ગરજ, ૫૫૦
લટકતા અધર આકાશને સુરજ,
અંધારી રાતે આગ્યાના ઝમકાટ
છે તેના દીવા–દેખાડનારા વાટ
કુતરો એક તેનો સહુનો મિત્તર
સાથેનો સાથે ધમધતો ચાકર, ૫૫૫
ઉપર પડે તડકો, નીચે પડે તાપડ,

પણ સાથે તે રેહવાનો સાંજ ને સહવાર ;
વફાઇમાં ડોકાંને નમતું કરી,
વરસ ને મહિના, કલાક ને ઘડી,
સાથેનો સાથે તે દોડ્યા કરી, ૫૬૦
વફાઇમાં જવાનો અતે મરી.
ધન ઓ કુતરા ! તાહરી વફાઇને ધન !
ધણીને ખાતર પટકનારો તન ;
લાખ્ખોના નહિ માને માણસ આભાર,
પણ ટુકડો રોતી ખાતા તુ વફાદાર ! ૫૬૫
પોંહચેછ બેમરવતને તુથી શરમ,
જે આભાર નહિ માને ખાઇ પરના દિરમ ;
જે, ભોગવે જે શખસથી વક્ર ને માન,
બેવફાઇથી કરે તે ધણીસે તાન ;
આભાર ભુલી ચહડાવે તે પર ભવાં, ૫૭૦
નેણ કરે ગુસ્સાની બારમા વાંકા ;
રોહેજ વાતમાં કરડે તે ગુસ્સાથી લબ,
ફીનો લેવા તલપે જે સહવાર ને શબ ;
એવા બોલે, ઉમદેરાહ, નીચા સખુન,
આનુમદને લાજના લગાડનાર જખુન, ૫૭૫
કે સુમદને દેરવે, પછવાડે સગાખ,
કચવાતી નેકી, ખાઇ બિત્તરથી ગમ.
દુખી થઇ તેની પર લાજ તે ધરે,
સખુનમાં એવા આખ આંસુ ભરે,
આફરીનથી બોલે કે કમીના સગ ૫૮૦
ને અપકારી તુંમાં છે કેટલો ફરક ;

એક વલેછ વાકો ડોક નમતી કરી,
તો બીજો છાતી રાખેછ ઉચે તરી,
એક હરદમ ઉપ્યોગમા ઘસડાતો રેહેછ,
તો બીજો બેમરવત થઇ ધણીજ ઉપર ૫૮૫
ફેરવેછે પોતાની ગુસ્સામા પીઠ,
એક રેહેછ ધણીની ઘોરની ઉપર,
બીજો ચણેછ તેના શેઠની કબર,
મુઝઇને મરેછ એક શેઠની ખાતર,
તો બીજો નાચેછ ધણી ગોરની ઉપર, ૫૯૦
સતોવી છે જો એક હાડકા ઉપર,
તો બીજાનુ મુ'ડ ન ધરાએ જીગર
જીતી આવ્યો સિકદર હિદુની હદ,
પણ જીતવાનો તેણે ન છોડયો કસદ,
પગ આગળ વારયા મુલકોના ઢગ, ૫૯૫
ધ્રુજાવ્યુ જમીનનુ પેટુ ને રગ,
દારાના દમામને આપી શિકસ્ત,
વાળ્યુ ઉધુ તેનુ ક્યાની તખત,
ગાવ્યાની ગુડાને લુગી લીધો,
ઇરાનનો દહાડો બરગસ્તે કીધો, ૬૦૦
પણ આટકાવી રાકયો ન લોભને તે નર,
ઉઠ'યુ વધુ પર તેનુ જીગર,
વધુ વધુ કરતા દમ થયો આખર,
મુનગે જીતીને પામ્યો કબર,
રાજોને લુગીને સઘર્યા જર, ૬૦૫
પણ બેહલાસા તેના તે પામ્યો કબર,

કબર પામ્યો એવીતો અંધારી ઘોર,<br>
કે નહિ ચાલ્યો ત્યાં તેનો ઝુવાકી દોર;<br>
બાલ્યાં પારસીઓનાં પુસ્તક અમૂલ,<br>
પણ સેવટે થયો તે રગડઇને ધુલ; ૬૧૦<br>
અમલ તેનો નહિ રેહ્યો ત્યાં બરકરાર,<br>
દારૂને અમલે થયો તે હાર.<br>
ધર્યું જેણે દારૂનું હાથમાં ગલાસ,<br>
ને ચુસ્યો લેહજતથી તે ઝેહરી મિઠાસ,<br>
તે થવાનો તેમાં એવો ગિરફતાર, ૬૧૫<br>
કે સેવટે મરણજ તેનો છુટકાર.

અરે! પણ અણચીતો શું આ અવાજ,<br>
ક્યાંથી આ ગાયન, મધુર, દિલનવાજ?<br>
રેલાછે દોડી ઘાંટરડીના સાદ,<br>
નાચી નાચી થતા હસી હસી શાદ.[1] ૬૨૦<br>
ધાતુનો ઘટ મારેછ તબલો પોકાર,<br>
તનનન તુમમાં ઘુમ્યો સિતાર;<br>
તાણેછે બેપુરી ઘાંટું ને તન,<br>
તણાની ફુંકેછ તે દિલકશ વચન.<br>
છમછમો લેયછે નીચાણમાં ઝોલાણ, ૬૨૫<br>
ઉછળતી ઘુઘરી લેછ ચનકીને તાન;<br>
ભેલાયછે તે સાથ ઓરતના અવાજ,<br>
શાબાશીની તાલીઓ મારેછે હાથ;<br>
સાંભલતાં દરખનો ઉભાછે થમ્બ,

1 ખુશી.

એકાએક અચકયો ફુકતો પવન; ૬૩૦
નથી રેહી ઝાડોમા એવી તાકાત,
કે ખખરી બેધ્યાનીમા કરે ઘોઘાટ
વાદલોબી જથ્થામા ઉભા છે થમ્ભ,
ટીગાયલા ઉચે, ઉપર ધરી દમ
"અજબ અમર રાગનેબી આપીઠે આએ, ૬૩૫
પથ્થરનુ કાચજીબી પાણી થઇ જાએ"
લેતો જ્યારે ઑરફ્યુસ[1] ગિતાર ઉપર તાન,
ખેચાતા પથ્થર, ને ખડકના પાહન,
ઝાડોની ડાલીઓ કરતી નમન,
ચિતાતુર મગજો થતા મવન, ૬૪૦
તણાતા જગલના વેહસી હેવાન,
ખૂશીમા ઉછલતા પાણી હેરાણ,
ચીમઇને જોતા ફુલ ઝાડીઓમા,
હરખીને ફાટતા ફુલ ડાનીઓમા;
વેલા તેના પગ આગલ ખાતા'તા વન, ૬૪૫
સાબાશીમા ખખનતા ઝરાના જલ,
લેહકી પર નાચતા ફુલ, પાતરા, ને ફલ,
ખૂશાલીના આસુ વરસાવે વાદલ,
કરે સુકી ધરતીને ઉભરામા તર,

---

૧ અસલી યુનાની દેવતાઓની કથા પરમાણે, ઓરફ્યુસ, એપાલોનો છોકરા હતો, અને તેને એપાલો તરફથી એક સિતાર મલી હતી, જે ઉપર તે એવી ખુબીથી ગાયન બજાવતો હતો કે મજકુર કથા પ્રમાણે તેનું ગાયન સાંભળવા માટે નદીઓ વેહતી બંધ થઇ જતી હતી જગલી હેવાનો પોતાનો ખ્હેરી સ્વભાવ ભુલી જતા હતાં, તથા પાહડો વટીક તેની આસપાસ ચાલી આવતા હતા

ભીનાવે પોતાસે ધરતી–જીગર ૬૫૦
અરસપરસ નહિ હતે જો આ મોહબત,
તો હેવાનોનુ જગલ આ થતે જગત,
આયાના દરવાજા થઇ જતે બધ,
મરતે બાપ બેટાનુ પોતે કફન,
બેહન આપતે ભાઇને દોખમાની રાહ, ૬૫૫
મસાણમા સનગાવતે માતાઓ આહ,
નાખી તેમા બાળના કોમલ બદન,
કરતે તે આતશને તેથી રોશન
પોતાનાજ સુખમા મેલવતે મઝાહ,
ખીખી ને ખાખાથી પારકી પીડા ૬૬૦
ની કરતે ટમેર આખોથી જલ
ગરીબની તરફેણ ન પડતે હેહલ
સખાવતથી નહિ મરતે ભયભીત દુગલ,
ભુખમરો દેખાડે જેનુ કપાન
દિસે જેના ડોરા[1] જગની જાહેલ ૬૬૫
ટગરટગર જોતા ને ફરતા ગાફેલ,
તળઇને બેઠેલા અદર બે ગાન,
લટકે હાથ હેઠે જેમ સુમયની ડાન,
ચેહરા પર નહિ જેના સુખનો રતામ,
બદસુરતીનો ચહડેનો તે પર કાવાસ, ૬૭૦
ચમસેના ડાચામા દાંતોની હાર,
માનવીના ભક્ષ ઉપર બેઠી તૈયાર,
જખા તેમા હીને જેમ સુકાયલુ પાન,

[1] ડાળા

લટકતુ નિરજીવ ડાલીની ટેહાણુ;
ફુકે જ્યા પવન જે પોતાનો દમ, ૬૭૫
તો સરી જતું પોતાનુ તછ મકાન,
જમીન પર પડે તે સરતુ નીચાણુ;
મત્તીમા પડીને મત્તી તે થાએ,
નિકળ્યુ જ્યાથી ત્યા અણુદીઠુ થાએ.
આજે જે ખીલે તે કાલે નાબુદ, ૬૮૦
કાલે તે હવા, જે આજે સાબુત.
ગાતી જે મેહલે રામરાગરો રાગ,
થયા તે ગબડીને ધરતીમા રાખ;
ઝુમાતી ઝાલરો દેવાલ ઉપર,
નમાવે લીલો ત્યા પોતાના સર; ૬૮૫
ચોકાતા જે જગે નાચોમા પગ,
ખામોચ્યે દોડે ત્યા દેડકા તે જગ;
સીસીગોથી લટકતા દીવા હેહાણુ,
આજે ત્યા વાગલાએ કીધા રેહહાણુ
જે દેવાલ પર રેશમની ઉત્તમ વણુત, ૬૯૦
ઝુમાતી હેહાણુમા કરતી અદબ,
આજે ત્યા બાધ્યા કરાર્યાએ પડ,
ચહડાવ્યા દેવાલ પર તેના વસતર
વજતરો કાહડે જ્યા મીઠા અવાજ,
અવર્યા ઘુવડનો આજે ત્યા સાદ, ૬૯૫
કાહડે જ્યા જલત્રંગો ઘુજતા અવાજ,
ભાગી દેવાલમા ત્યા પવનનુ રાજ;
ગયલી આબાદીની આપે તે યાદ,

અથડીને હીલવતો પાલાને ઘાસ.
ધીમે ડચકલે તે કરતો રદન, ૭૦૦
કે "આહા નહિ રહ્યો આબાદીનો દન.
કાંહ ગીયા રેશમના હીલતા ખખડાટ?
કાંહ ગીયા ગાડીના દોડતા ઘોંઘાટ?
અરે! કાંહ ગીયા અત્તરના પમરાટ?
કાંહ ગેઇ મોજે ને મસ્તીની રાત? ૭૦૫
ગીયા કાંહ સુગંધી રાતા શરાબ?
ગીયા કાંહ લટકતા ગોલા—ચેરાગ?
નાઠી કાંહ મરમરની લાદીઓ આજ?
ગબડયા કેમ આજે થાંબા, તારાજ?"
ગલીચાઓ બદલે છે ઘાસોનાં પડ, ૭૧૦
ઉડેછે મચ્છર જ્યાં ઉછલતો જર;
ચુમેછે ગુબજો જમીનની ધુલ,
કરેછે મિનારા ખાકને કબુલ;
ઉસલતા જે ઉપર તુંદીથી સર,
ગરરી કરતા હવાની અંદર, ૭૧૫
આકાશ પર ફેંકતા ધિક્કારની નજર,
આજે તે પાંમ્યા જમીનમાં કબર.
છે એવા અણદીઠા જંગલમાં વગ,
પોંહચી નહિ શકે જ્યાં માણસનો પગ.
બેઠીછ ત્યાં પાહડ ઉપર લીલી કુદરત, ૭૨૦
ઉભાતી, વેરાતી, માડી તખત;
હાથ અંદર ધર્યુંછ અનાજનું કણુસ,
દોડેછે જેમાં આબાદીનો રસ;

તાજ તેનું તારામાં મઢેલુંછે,
સર તેનું ફુલોમાં ગુંથેલુંછે; ૭૨૫
કલી કરેછ કાનોમાં લટકીને લાડ,
ગલાં પર વીટેલો ગોલાબી હાર;
ધામોની બાંગડીઓ શોભે બે હાથ,
લીલોમાં ગુથેલી તેની સપાત.
નજરાનું ફુલોનું પડેલું પગ, ૭૩૦
પાતરાં ને ફુલોના વલેલા ઢગ.
ખાલી કરે વસાણું હિંદની જમીન,
મેવો લાવી વરસાવે પુરાનું ચીન.
હાજર કરે કસતુરી તાતારનું રાજ,
ફ્રાન્સ ધરે દરાખનો ઉચો શરાબ. ૭૩૫
અરબસ્તાન લાવીને મેલતું સુગંધ,
ઇરાન ભરે ખાલી હાથ આલમદનો દંડ;
નીચી ચરામથી ઉભું પરીમાન,
પોતાની ચાલ ઉપર પોતે હેરાન.
ખભડાયતું આફ્રીકા છાતી કાઢી બહાર, ૭૪૦
નાળ્યેરના ખુમચાઓ લાવતું ટટાર.
ધસડી લાવે ઇજાલી રાતો ગોલામ,
બાજુ પર લટકે એક વેહતું સિતાર,
દોવે જે દિલથી મધુર્યો અવાજ,
ચાલે જેના તારો પર ગાયનનું રાજ. ૭૪૫
મલાકાની બૂમોથી હતી હાજર,
નીચે હાથ નજરાનાં કરતી નજર,
ખપેરતી બાલોના વલ ઉપર વલ,

સમારતી ઝબ્બો ને વલતી હેહલ,
છોડતી તે ગુંચો ને કરતી અર્પણ, ૭૫૦
ઝેહરી પાલાઓ, જે ઉઠાડે અગન;
ભેલાએ જો માણસનું તેરો રગત,
તો ઉડી જાએ જીવ તેનો બીજી જગત,
છોડી દેઇ મત્તીનુ કાયા-બંધણ,
છુટો થઇ ધસ્યો તે ઉડે ગગન. ૭૫૫
પણ છે વલી એવાથી જાલમ દરદ,
જે ઝેહરી પાલાઓથી નાહસેછ તરત.
જાલમની સામે જો જાલમ મલે,
તો જાલમની જુલમી ને આફત ટલે.
તાપની અગનથી જે બદન જલે, ૭૬૦
બલતુ તેનુ બીજા તાપથી ટલે;
બને કે તાહરૂં તન દાહજી બલે,
તો થંડું પાણી તે પર ફોકટ ઠરે;
બલતાંની તાપજ છે તેની દવા,
આગ તેની કાહડવા છે આગજ રવા. ૭૬૫
ફેસાદયો મૂલક જો ફેસાદ કરે,
તો લડઇના ફેસાદથીજ તે આફત ટલે;
પેદા કરેછ કરમના કીડા, મિઠાસ,
પણ મિઠાસથીજ થાયછ તે કીડાનો નાશ.

સામેની ખીણમાં એક રાક્ષસી વડ ૭૭૦
ઉભો છે જમીનમાં ઘાલીને જડ;
ઝુમાતી સાખા હેઠાણમાં પડી,

ચીનઝપટના દાવો પર ફેરવે ચશમ,
ભરે મઇ ચ-ચીને મારે કદમ,
ચુથી નાખે તેણીનુ ઘાસોનુ ઘર,
ઘસડી જાએ બાનગે ચાચની અદર, ૮૨૫
કરે જે ઘબરઇને ચીંચીં અનાજ,
માતાને મોનાવવા કરે ઘોઘાટ,
લટકતો કીડો જે મુખની અદર,
તજે તે, ઘબરાયની તેમની માદર,
ચાચોએ મારે તે કાગડાના પર, ૮૩૦
ચકરડે લેઇ જાએ દુમનો તે ઉપર,
છોડવવા દોડે તે નજદીક ને દૂર,
માતાને પ્યાર, ગમ ને ગુસ્સાથી પુર,
અકડાતી, ઝીહમતી પોહલી કરી પાખ,
કુદી કુદી મારે તે માથા ને ચાચ, ૮૩૫
સેનટ જ્યારે હુમલાથી નાચાર તે થાએ,
ચીચાડીઓ પાડતી તે ઉડતી દેખાએ,
કોઇ ઝાડીના ખુણામા જઇને ભરાએ,
તમામ પીછો ધુજાવતી અફસોસ ને હાય-
થી ધુજાવે તે ઓહલુ રગીનુ રાન, ૮૪૦
રગીલુ પણ તેને દિસતુ વેરાન
પાહડોની કઠણથી લાવીને ઘાસ,
બના યુ ઘર, અદર મુકી કપાસ.
સુકી સનીઓના આપ્યા ટેમર
છજ્યાથી કીધો વરસાદનો બચાવ ૮૪૫
રાત દહાડો સોસી જેહમતો ને રજ,

લટકાવ્યો માલો ગુંથીને અતરંગ.
ઝાડીનાં મધ્યમાં ઝુલતો કીધો,
એક સરખી વણતમાં દીપતો કીધો.
બાલકો ખાતર સોસી એવી રંજ, ૮૫૦
પણ સુખ તેનું થયું એક ઘડીમાં ભંગ;
કાચપેરે ભાગીને ભુકો થયું,
પવનપેરે હાથમાંથી સરકી ગયું,
પાણી—પરપોટાની પેરે ફુટી,
કાચ્ચાં સુતરપેરે ગયું તુટી! ૮૫૫
એક લેહજામાં તે ગરીબ દુખ્યારી થઇ,
ઉગી તેની ઉમેદની કલી સુકઇ;
નજર સામે બાલકની બરબાદી થઇ,
ધોલે દિસ સંગ્રેહલી દોલત લુટઇ.
જાલવે બખીલ જેવી ચિંતાથી જર, ૮૬૦
તેવી રીત રાખ્યાં માલાની અંદર,
પોતાની જીવ દેતી ગરમી હેહલ,
વગરપીછી બાલકો, મોહબતને બલ.
ઉગતી સહવારથી તે અંધારી રાત,
તેઓનાં સુખ ખાતર થઇ તે હલાક. ૮૬૫
ઈડાંના બંધોથી આઝાદ કીધાં,
પણ અંતે કજાએ તો બરબાદ કીધાં.
જનમ આપ્યો માએ શું મારવાને કાજ?
જીવાડ્યાં કાલે શું મારવાને આજ?
છુપઇ તું વાદલતાં પેટાંમાં પેસ, ૮૭૦
પણ ત્યાંથી તું મોતને હાથ થશે પરહેજ.

લોહડાંની દેવાલ ઘેરી મધ્યમમાં બેસ,
પણ મોત આવી કરવાનું તુને ત્યાં કેદ.
સિકંદરે ચાહ્યું કે સરખી સુરત-
થી મોતના મારગમાં મેલુ નડત, ૮૭૫
પણ ચુકી નહિ તેથી કંઇ તેની ચશમ,
સોધ્યો સિકંદર, ને માર્યો એકદમ[૧]
ઉત્તરના ભાગો ને દખનમાં હેઠ,
આકાશને અંતર, ને ધરતીને પેટ,
સુધારામાં વધેલો પશ્ચિમી ભાગ, ૮૮૦
ભલપ્પમાં પડેલું પૂર્વે પછાત,
તું ઢુંડી વલ; પણ મોતનો ભરમ
જોવાની નહિ તાહરી આંધલી ચશમ.
અંપગ છે એથી પેગંબર ને પીર,
હોકમના ચલાવનાર શાહ ને વજીર. ૮૮૫
લટકે જે નેજારે આદમીના જીવ,
ઉડે જે સખુન ડોકાંઓ નિર્જીવ,
હોકમ જેનો ચાવે દર્યે ને જમીન,
નમે જેને પરી, ને દેવો, ને જીન,
વલે જેની વાણી પર હિંદ અને ચીન, ૮૯૦
તુટે જે ઈસારે દોલત ને દીન,
ડોક જેની હીસે તો દેશો તારાજ,

૧ એવી કથા છે કે સિકંદરે મોતને જુલ્લાપ આપવા પોતાના જેવાંજ પુતળાઓ બનાવ્યા, અને પોતાનો મરવાનો વખત, જે કોઇએ તેને આગમજથી કહેલો હતો, તે ચુકાવવાને પેલા પુતળા પોતાના મેહલની બહાર મોખમથી મેલ્યાં, અને પોતે ઓરડામાં બારણું બંધ કરી ભરાઈ બેહઠો. તથા તારીની મદદથી પેલાં જીવતાં હોય તેમ તેઓને બોલાવવા તથા હીલવવા લાગ્યો.



"બંધાવ્યો જમશેદે પરસીપોલીસ,
પણ વખતની સામે ન ટક્યો હરગીજ.
ખાકમા પઠઠને થયો તે ભસ્ત,
મિનારા ગબડીને થયો તે અસ્ત"

(માહરી મજેહ, ૪, ૫૦૬—૫૦૯, સદ ૬૮)

હાથની ઇશારતમાં શેહરોના નાશ,
તેવા મહા વીરોમાં નથી તાકાત,
કે આવે જો મોત તો મારે અણાત, ૮૯૫
ને જીંદગી લેતો તેને પાછો વાલે,
ઉંબરમાં પેસતો અટકાવી કાહડે.
કોતરેછે પથ્થરમાં માણસો તન,
ને આવતી ઓલાદને તે કરેછ અર્પણ,
કે મોત પછી રેહીએ દુન્યામાં આબાદ, ૯૦૦
પણ ઘસઇને થાયછ તેઓ અંતે બરબાદ.
રૂમી શાહ નીરો, ખુરો ને બદકાર,
ઉંચકયો પોતાનો સોનામાં આકાર,
પણ થયો તે અંતે વખત પર તારાજ,
પડી ભાગો આકાશે ગયલો દરાજ. ૯૦૫
બંધાવ્યો જમશેદે પરસીપોલીસ,
પણ વખ્તની સામે ન ટકયો હરગીજ.
ખાકમાં પછડાઇને થયો તે ભસ્ત,
મિનારા ગબડીને થયો તે અસ્ત.
બાગો, પણ મારેછ તે આગલો દમામ, ૯૧૦
લુટો, પણ જગની બત્રીસીએ નામ;
વખતની સામે નહિ પામ્યો તે જીત,
પણ મુવો તે હસેછ, પછડાયલો તે પીહ.
ઝરેછે તેનાં તનમાંથી જીંદગીનુ લોહી,
પણ આફતમાં હસેછ તે આકાશી જોઇ.; ૯૧૫
જાણેછ કે થવશ પલકમાં નનામ,
પણ ખોહવાનો નહિ પોતે જાતી દમામ.

પથ્થરો ગબડતો થાયછ પરેશાન,<br>
ઉઘાડો ટાહડ અને તડકે હેરાન,<br>
પણ દેખાડેછ એવો તે ભપકો ને ઠાઠ, ૯૨૦<br>
કે હાલની ઇમારતો જોડે બે હાથ,<br>
ને હેરતથી બોલે કે "ઘાસોનાં થડ<br>
વલેલાં છે તેની જમીન ઉપર;<br>
ગબડીને થયો તે શિકસ્તે હાલ,<br>
ઘડપણથી બોદાયુ તેનુ કપાલ. ૯૨૫<br>
ખખડે ઝુમ્મરોના લુલખો જ્યાં,<br>
પાંતડાંઓ ખખડે ત્યાં ઝાડીઓમાં,<br>
પણ દેખાડેછ પોતાનું એવુંતો કદ,<br>
કે હમારો દમામ છે તે પાસે રદ."<br>
લટકતાં ઝુમ્મરો દેવાલની સરીલ, ૯૩૦<br>
આજે ત્યાં પથરાયું અંધારૂં ફીલ;<br>
કાહડે જ્યાં કાચોના ગોલા ઉજાસ,<br>
ત્યાં પાખોને પાંથરીને બેઠો કાલાસ.<br>
મરમરની લાદીમાં, બલતા ચેરાગ,<br>
દીવીને પંચરાતા મારતા ઉજાસ, ૯૩૫<br>
આજે ત્યાં વસ્યા મરોડીના ઠગ,<br>
સરપ ને સપોલ્યાં દોડે તે જગ.<br>
વેરાતુ બોબે જ્યાં સત્તુ ને મોહર,<br>
છે આજે વલી ત્યાં મટીની ચોડ.

ગોલ છે પૈસો ને ગબડી જતો, ૯૪૦<br>
એક ગમ આવે, તો બીજે જતો;

નથી તેનું ચોકસ કંઈ ઠર કે ઠેકાણું,
કાલે તે નાહસે જ્યાં આજે રેહઠાણ.
જે હવેલીમાં આજે તે જઇને પડે,
કાલે તે ત્યાંથી અણચીતો દડે. ૯૪૫
આજે જે કોથલીમાં અકડાઇ પડે,
ઉછાલાબંધ કાલે તે ત્યાંથી ફરે.
આજે જો પેસે તે શાહને મકાન,
તો કાલે તે ઢેડામાં કરે રેહઠાણ.
પતિવરતા-ઘર આજે ખખડાટ કરે, ૯૫૦
તો વેશ્યાને ઘર કાલે રસ્તો ધરે.
છે પૈસો જગમાં એક નાયલો ખોદાય,
તવગર ને ગરીબથી સરખો પૂજાએ.
હોયાચ જેની મુટીમાં પૈસાનું જોર,
મરડેછે સઉ તેની બાજુ પર કોર, ૯૫૫
આપેછ તેની એબો પર સોનેરી ઘોર,
દાટેછે પૈસો એમ ખામી ને ખોડ,
હાથ્થીપેરે નિકલેલી હોએ તુંને સુંઢ,
ઉંટપેરે વલેલી હોએ તુંને ખુંધ,
બદસુરતીએ ખશુ હોએ તાહરૂં કપાલ, ૯૬૦
પણ પૈસો કરશે તાહરો તેથી સંભાલ,
બુરખાપેરે તુને તે ઓઢી લેશે,
બેડોલી તાહરીનું ઢાંકણ થશે.
હોએ તાહરા ગરામાં જરનું કૌવત,
તો આપશે લોકો તુંને માન ને ઈજ્જત; ૯૬૫
હાથ જોડી તું આગલ ઉભા રેહેશે,

દર દાહડે કસ્તુરી જે પર ધમાએ, ૧૦૧૫
મટોડીના લેપડાઓ તે પર દેખાએ
કરે જે પર વ્હાલમના હોટો ચુમન,
હીસ કરતો ફુકી જાએ તે પર પવન
ફુફારામા તુદીથી અથડતો જાએ,
ધિક્કારની ચશમથી જોતો દેખાએ; ૧૦૨૦
મજાખ ને મશકેરી કરતો તે જાએ,
ફાટેલા કપડા ઉડાડતો તે જાએ,
ફુકે તે ચેહરા પર એવો ગરમ,
દાહડીનીબી નહિ રાખે લાજ કે શરમ
ઉડાડે હવામા દરેક તેનો બાન, ૧૦૨૫
દેખાડે જે ઘડપણનો બુજેર્ગી-કાલ;
પાક તેની સફેદઈ રૂપ્પા મિસાન,
જણાવે કે જીંદગીની બળતી મશાલ
બુજાવાનો આવી પોહચેનો છે કાલ,
અવત્યા મારે જે ધુજતી બેહાલ, ૧૦૩૦
ઘડીપલ ડચકલુ ખાતાને વાર,
જીંદગીનો દમ કાહડી દેવાની બહાર.
બેમેઠ માણસનો બુરો જેને દન,
તો ધસેઠ ચોમેરથી તે પર વધન,.[1]

---

[1] આ લીટીઓ નામાંકીત શેકસપીઅરની નીચલી લીટીઓ સાથે સરખાવો —

"When sorrows come, they come not single spies,
But in battalions!"

રેડાએ જેમ ચોગમથી દોડતા સિપાહ, ૧૦૩૫
ને દુશમનનું મથક થાએ પલમાં તબાહ,
તેમ ખેડેલો હોએ જ્યારે આડો ગરેહ,
ચોગમથી આફત આવી એકડી પડે.
સરડા પેરે બદલે જમાનોબી રંગ,
કરે ખીલતો દાહડો મુશ્કેલ્યતથી તંગ. ૧૦૪૦
પાસેબો કુતરોબી કરડવા ધાએ,
દોસ્તોની તલવાર પર માથુ વેહરાએ.
એક ગમ બચાવ સારૂ ઢાલને ધરે,
તો બીજી ગમ અણુચીતો જરબ પડે.
સામે થઈ બચાવ સારૂ કાહડે એક પગ, ૧૦૪૫
તો રેહસાએ પછવાડેથી બીજો તરત.
મારી કાહડે લોહીથી ગગડતુ એક દુખ,
તો દેખાડે બીજી ગમ, બીજું એક, મુખ.
ઝડપથી જેટલી થાએ એક ગમ નાબુદ,
ઝડપથી તેટલી થાએ બીજી સાબુત. ૧૦૫૦
એવીજ રીતે ચાલેછ આ દુનિયા તમામ,
આજે જે રાજા તે કાલે ગુલામ.
આજે જે ચારદમાં બેસી ફરે,
કાલે તે પાઉપ્યાદો રખડી મરે.
કરે જે આજે સો પર હોકમ, ૧૦૫૫
કાલ તેને કમીનો ભરાવે દમ.

ધન્નો હોરમજદ! તુંએ ધરતીનો પાટ,
ને ગોઠવ્યાં ઝાડો તેમાં ઉભાં આબાદ,

ફૂલોના ભારોમાં નમંતાં કીધાં,
મિઠાસી રસોમાં ડુબતાં કીધાં; ૧૦૬૦
વેહતાં કીધાં. વાદલથી તુંએ પાણી,
આકાશ તરફ પર્વતની ડોકો તાણી;
લંબાવ્યા મેદાનના દિલકશ લીલાસ,
કીધી ખીણો ભરપૂર, ને ખીલતી આબાદ;
દોડતી જ્લોની નિર્મલી નેહર, ૧૦૬૫
પાકવ્યાં પથ્થરમાં બેમૂલ જ્હવેર;
ગરદન સુધી ભર્યાં સરોવરે જલ,
કરી આપ્યું માણસનાં સુખને સવલ;
ભરી નાખ્યું ધાતુથી ધરતીનું પેટ,
કીધાં ઉગતાં નમતી પેદાશોનાં ખેત; ૧૦૭૦
હલ્યારીથી ભરપૂર તેં કીધાં ચોગાન,
આપ્યું તેં માણસનાં સુખ ઉપર ધ્યાન,
પણ માણસ તો એવું નગુણ ને નાપાક,
કે કરે તે તાહરી પેદાશને બરબાદ;
મારે તે પર જુલમનો રાહયોડી હાથ, ૧૦૭૫
લુટી લેય ગરીબના હકને આબાદ;
માણસ કરે માણસનેજ દુખ દેઈ હલાક,
અરસપરસ ફરજ નહિ રાખતાં જરાક;
ઉભા કરેછ ખાલી લડાઈના ફેસાદ,
હવેલી ને મેહેલ કરેછ બાલીને રાખ; ૧૦૮૦
જોરદાર કરેછ દુકાલનો દૂબલો દેખાવ,
ને ચલાવેછ લોહીઓની નીખોમાં નાવ;
રેડેછ એટલું નિર્દોષનાં તનથી રગત,

કે થાએ તરસી જમીન તે મારાથી તર ;
પડે જેમ લોહીઓની ગગડતી લોથ, ૧૦૮૫
ભીજે તેમ લોહીથી સુકા તેના[1] હોટ.
કેહવાયછે ધરતી કુલ જીવતાંની માએ,
તેબી એમ ખુનથી રતાસભરી થાએ.
ભિખ્યારીની માતા તે ગુસ્સે ભરાએ,.
નહિ આપે ખોરાક, ને નગુણી થાએ ૧૦૯૦
આપે તે દુકાલનાં જોરને મદદ,
ને ભુખમરે પાડે તે મુવાના ઢગ
દુકાલ! તાહરૂં બાલ અહિથી નેહસ્યત[2] કદમ!
કાલું કર તુ તાહરૂં, ને ના કર સેતમ!
અરે! આવે આએ માહરા હાથોમાં તુ, ૧૦૯૫
તો ચીરીને હું તાહરા કટકા કરૂં!
અટકાઉ તુને જગત પર ભરતો કદમ,
ને ફેલાવતો હર જગે ભુખનો સેતમ,
માતા, પિતા, બાલકને કરતો ખતમ,
અએ દોજખના જનમેલા! બેહયા, બેશરમ! ૧૧૦૦
જે જગા પર જાયછ તાહરૂં નાપાક કદમ,
ને ફુકેછે જ્યાં તાહરો આતશી દમ,
ઉગતો રોપો થાયછ ત્યા સુકઇ બરબાદ,
મરી તેઓ માણસની કરેછે ધાટ.
થાયછ હિંદી મૂલક આજ તુથીજ વેરાન, ૧૧૦૫
ભુખે મરતો બાપ લીએ દીકરાનો જાન,

---

૧ જમીનના ૨ નેહેસ્ત.

રાધે તેનાં માંસને આતશ ઉપર તેજ,
ખુદ બેટાને ખાવા નહિ રાખે દરેગ.
માતા ચુમે હોટેથી બાલકનું લોહી,
નથી એવી આફત મેં જીંદગીમાં જોઈ. ૧૧૧૦
સાઅદી પેલો ઈરાનનો અમ્મર કવિ
કેહછે કે દુકાલની આફત એવી,
કે મુઠ્ઠી અનાજ આગલ મોતીનો ઢગ
છે તેવા વખતમાં અકારત ને રદ
આપે જ્યાં એલ્યો દરદને આરામ, ૧૧૧૫
ત્યાં મીઠી શાકર નથી આવવાની કામ.
જોઈતો હોએ નીરંગ જે કિરયાને વગ,
સુગંધ છે તે વેલા બરબાદ ને રદ
અરે ઓ પરવીઝા તુ બેહસ્તમાં અમન,
ને રેહજે આબાદ! કે દુકાલ-વિઘન, ૧૧૨૦
તે ઇરાનની ભુમીથી, કાહડ્યુ તદન,
નહસાડ્યું નાચાર, ને કરતું રદન.
હોજો તાહરાં રૂહ પર દરૂદો હજાર!
કે મરતી આલમને તે કીધી ટટાર,
મારી મરકટ દુકાલ. જમાનાને હાથ ૧૧૨૫
નસઈ ગયો તું, પણ કીર્તિ હૈયાત.
હાડ થયાં ચુનો, ને તન થયુ રાખ,
પણ રેહી તાહરી ભલઇ, સજીવન ને સાફ.
મેહીજ તે ખડકરામ એવી ઓરતનાર,
કે ઉખેડવા અદેખાઈ છે, તેને, નાચાર. ૧૧૩૦
વેહેલા જમાનો, ને ગુજર્યા માપ,

ભાગા મિનારા, ને ગબડી દેવાલ ;
રોલી પડયા ગુમ્બજ દડીની મિસાલ,
છુટી પડી સાધો, ને થયા પાયામાલ ;
ખવઈ થયા મેહરામો ભાગા ને ભરત, ૧૧૩૫
તખ્તાઓ તુટા, નેપુન્તા કબજ ;
પણ રેહી તાહરી ભલઈ એ મારમા અરલગ ;
બિનદરકાર ને દેહશત ઉભી ખરે પગ
ભલઈને છે એટલી તો દિલમા હિમ્મત,
કે બુરઈનો અટકાવ છે તે પાસે રદ ૧૧૪૦
ભલુ કરવા ભલઇ નહિ પડતી પછાત,
લડઈ, દુકાલ, આગોને મારતી અછાત.
બલતાઓની નહિ કરતી તે કઇ પરવાહ,
ધરતીકપ મારામા લેતી તે રાહ
મેખોમાથી છુટીને પડે મેહરાબ, ૧૧૪૫
પણ ધસવાને તે વચ્ચે નહિ તેને ધાક
ભાગી પડે સ્થભો બરની મિસાલ,
કડાકાથી તુટે ભારવટિયા ને ભાલ,
પણ અટકાવે નહિ તેઓ ભલઇની ચાલ,
બીજાના દુખોમા બલતી બેહાલ ૧૧૫૦
ભલઇ નથી કરતી ભુડઇની દરકાર,
નથી તેને ચમડી ગિરદ તેનો ભાર.
કુદી જાયછ ટેકરા, ને પર્વત, ને પાહાડ,
કરાર માટે કોઇના, પોતે બેકરાર
લેયછ એવી આધળી ને અપગ તે રાહ, ૧૧૫૫
કે દોડે જયા આતશી ફુકે અઝદાહ,

# માહરી મજેહ.

## ૫

## સાર.

વખતનુ વેહવુ—વહતા વખતની કદર બુજવાની અગત—જીદગીની નાપાએદારી તથા સારા કામો કરી લેવની જરૂર—મોહટા માણસના મરણથી નીપજતી ખરાબી તથા તે માટે કુદરતનો સોગ—પારસીઓની આગલી હાલત સથ સરખાવતા હાલની હાલત માટે અફસોસ—સોબત તવી અસર



# માહરી મજેહ.

૫

સેકંદ દોડી મીનીટને કરેછ હજમ,
મીનીટ દોડી કલાકને કરેછ ખતમ,
કલાકોથી પુરાયછે દાહડાનુ પેટ,
દાહડાથી મહિના, ને મહિનાથી ઠેઠ
વરસ પુરૂ થાયછ, એ રીતે વખત ૫
પાણીના ધોધ પેરે રેલાતો જાયછ
બારીકીથી જોશે જો તાહરી અક્કલ,
તો સોનાની રજ છે દરેક જતી પલ
ઘડિયાળમા જોઇએછ સુવર્ણની રજ,
કે બુઝે વખતની, નબરવસ, કદર, ૧૦
ને જોએ જ્યારે સરતી પડતી તે રજ,
જાણે કે વખતની શી છે કિમ્મત
ટકટક કરે ઘડિયાળ નમાની ફોકટ,
નથી આપતુ કોઈ તેની વાણી પર ધક
સહવાર ને સાંજ, અને રાત ને દિવસ, ૧૫
ચાલુ [illegible] [illegible] કે દોડતા વરસ
ન આવશે ફરી, ગયલો કલાક,

મરેછ જ્યારે માણસ મહાભારત ને મસ,
કુદરત કુલે બનેછ સોગદાર તે વખત;
ઉઠેછ દોડતા પવનનાં વેહતાં તોફાન, ૪૫
પુછડીવાલા તારા આકાશને મેદાન,
હેરત થતી આલમને દિસેછ હેઆણુ,
વરસાવતા આતશ હવામાં ઊંચાણુ.
મનુષ બનેછ સૂનાં ને બેહરાં તમામ,
હેબતથી પુતલાનાં જેવાં બેકામ. ૫૦
દોડધામથી ધરતીની નાગી સપાટ
ધમધમી રેહછ; દર્યોબી સાથ,
જોસ્સાભર, કિનારે અફડાતો થાયછ,
ને ખડકોને અથડીને તુકડા તે થાયછ.
આબ અને આતશ, ને ધરતી, પવન, ૫૫
ચાહરે અનાસર એમ કરેછ રદન.

અફસોસ! પારસીઓ જે આગલ હતા,
નથી તેવા આજ; આગલું જહનુન,
કીધાં જેથી એવાં તો મહાભારત પુન,
કે હેરત ભરી થઈ તેથી ધરતી ચોખુણુ, ૬૦
આજે તે હિંદની આએ કાફર-જમીન-
માં તજીને થયા દોલતને આધીન.
દોલત કરવી ભેગી છે તેમનાં એકીન,
છે લખલુટી મોજોમાં તેઓની દીન.
નહિ મલે આગલનો મોભ્ભો ને તોર, ૬૫
નહિ મલે આગલનો જોસ્સો ને જોર,

યા કોઈ દેહમા ફરેશ્તઈ પાખ–
ને દેને ઝનેહ  તારાની ચમ,
બમ્મગ કોઈ બાતોમા દીપતો નરમ,
શોભાસને કોઈ નાજ ને નખરાની નાગ, ૯૫
ગનીચાઓ સરતી જોબનમા ટટાર,
દેખાતી પાછનથી ચોરતો કમ્મર,
અધારી રાત જેવો મનો ભમ્મર,
હવા ભરતી દોડતી, સુગધીથી તર,
દરેક દમે મહકતી કસ્તુર ને અબર, ૧૦૦
સળગાવતી જીગરોમા પ્યારની અગન,
તાલવતી ભઠ્ઠીની પેરે બદન



# માહરી મજેહ.

## ૬

### સાર.

કુદરતની બલિહારી—એક પારસણની ખુબસુરતીનું વરણન—આશકની બેકરારી માટે માશુકની બેપરવાહી—કુદરતની ખુબસુરતીઓ વચ્ચેના એક મકાન માટેની ખાહેશ—ઉગતા સુરજ વખતે માથેરાનની ટેકરીઓનો દેખાવ—ગુજરેલાઓના રૂહો આ દુનિયામા આવવા વિષે—આજના સુધારા ઉપર મુલાહેમત.



# માહરી મજેહ.



૬

કાલે હુ ફરતો'તો સામેને વન,
ભોગવતો ઝાડોનો શીતલ પવન ;
ધરતો તે ચોમેર લટકતા કદમ,
અદબથી, અદાથી, નાજુક ને નરમ ;
ઘુસતો તે ઝાડોમા હ્હેરાગધ,
ને લાવતો તે ઘસડીને આગવ સુગધ;
ડાલીના પારણામા ફુલોના તન,
ઉપર નીચે હીલવે તે ગાતો પવન
કાટાઓની અણી પર ચલકતો દવ,
ગાયન ગાતી ચદનીની પાખો ઉપર     ૧૦
ટપકીને, લીસી તે સપાટીથી,
પાદરી પર ગમડતો હેટલ પડે

જોતા તે ખુદતરની બલિહારીને,
જીગર માહરૂ ઉછળતુ, જોસ્સો કરે
ડુબી'તી ફર્નોમા[૧] પાહડની કઢણ્, ૧૫
ત્યા પછાડે પથ્થર પર ધોધવો બદન,
ઉડા એક ખોહમાથી ધસારાબંદ,
ફીણોમા દોડેછે એવુ તે જલ,
કે ગુસ્સાથી જ્યા જાયછે ત્યા પછડઈને તે,
પોતાના ગુસ્સાથી પોતેજ પડેછ, ૨૦
ચીરડઈને દોડેછ તે એવુ તો તેજ,
થઈ આધલુ ને મસ્ત, કે ખડકોથી
ફુટે તેનુ તન, પણ દોડતુ હરગેજ—
ઉછલતુ આફડતુ પથરાઓ પર—
નહિ અટકતુ તે

જમણી તરફ— ૨૫

જો જમણી તે હોએ કારણ ભુલેની યાદ,
જમણી કે ડાબી તે જાણતી નથી—
આવી તી ઝાડી, ને જગલો ગીચ,
ગુલમોહર, ને આબા ને સેવતી, ને પીચ,
નજરે, ત્યા જઈ એમએક, ધરી ૩૦
પારસણ એક દેખાવમા જેવી પરી,
લટકતી કાનમા હીરાની કડી,
રેશમની સોડ માથે ગયલી સરી,
સફેદ બુત બેહા'તા પગો પર તાટ,
મખમની પટો કમ્મરની આસપાસ, ૩૫

---

૧ Ferns.

ઝુમાતી સારીની કસ્લી હેઠલ,
સોનેરી ચ્યાલો લટકતા પાછલ;
ચકરડાંમાં ખાધા'તા તેઓએ વલ,
હીરા જહલે તેમાં, જેમ તારા વાદલ.
લટકતો ગોલાબ એક હાથે ધરી, ૪૦
ચાલતી તે ઝાડોમાં લેહકો કરી;
ગાલો પર બેઠેલો હસતો રતાસ,
જોઈને લજવાતો તે હાથનો ગોલાબ;
ગમીમાં ગયલો તે હેઠલ નમી,
દુખી થઈ ઝુમાયલો જમીન ગમી; ૪૫
રડી નાખે તે દવના ટીપાંમાં જલ,
જે પાંદરી પર ગબડતાં પડે હેઠલ
જેમ જેમ તે ઝાડીમા લેતી'તી વાટ,
પગ હેઠલ પાતરાઓ કરતાં ઘોઘાટ
વેલા, જે દબાતા પગની હેઠલ, ૫૦
જોવા તેની ખુબસુરતી ઉઠે પાછલ;
એક તો ઉછાલાબદ ઉડયો એવો,
મોહબતથી હાત તેનો ધરી લીધો;
અછત મારી ચાલી તે નારી આગલ,
છુટો તે વેલો, પણ દોડ્યો પાછલ, . ૫૫
ને હટયો પછી થઈ જખ્મી જીગર,
નિરાશથી કાધી એક તેણે નજર,
ને ધીમેથી પછી જમીનની તરફ,
તે વલ્યો નમી, ખુદઈને દરદ.
થાઓ બલતા આશકનાં જીગરની ફાડ, ૬૦

ઘાટકી માશુકને શુ તેનો વિચાર?
આશક રડે ત્યારે તે ખડખડ હસે,
ને તાણા ને ટકોરથી તેને ડસે
જોઈતુ હોએ જે જગે સખુનનુ મધ,
દરદી આશકનુ જે ખરૂ ઓસડ, ૬૫
વાપડે તે તે જગે એવા સખુન,
ઝેહરી ને કડવા જાનમ ને જમુન,
કે મરતા આશકને તે મારે બેવડ,
ચારગણા પાચગણા, પડતા તે પર
કરેછ જ્યારે મોહબત જીગરમા મથક, ૭૦
થાયછ ત્યારે ત્યા કેવુ જાનમ દરદ,
તે માશુક શુ જાણે નાજુક ને નરમ,
જોબનના મદમા ઉછળતી ગરમ?
પોતે પડતી પોતાના તન પર મોહીત,
પડ્યો જેમ નારસીસસ[1] નાનામા જોઈ, ૭૫
પોતાના તન ઉપર પોતે મોહીત

આપ મહને તુ, અએ ખોદા! એક મકાન

---

૧ એક યુનાની ખુબસુરત જવાન હતો જે સીફીસસ અને લીરિયોપ પરીનો છોકરો થતો હતો અને બીમારીયામા અવેલા થેસપીસ કેહરમ જનમ્યો હતો એને વિષે એવુ કેહવાયછુ છ કે પોતાની દિલ-ખેહલાવનારી સુરતનો પડછો એક નાળાના પાણીમા પડેલો જોવ ને તુરત તે ઉપર મોહીત પડી ગયો, એવું વિચારીને કે તે મુરત તે પરીમજ વસ્તી કોઈ પરીની હતી. આ પરીપયકરને જ્યવવાની પોતાની સઘળી કોશેશો ફોકટ જવાથી તે એટલો તો ધીરડાઈ ગયો કે આખર નિરાશ થઈ તેણે જીવ ઉપર દીધુ

જ્યાં ઘાસોનાં રંગીલાં દોડતાં મેદાન,
ચહડઉતર લીલાસમા ટેકરાઓ પાસ.
વિટલાયલાં હોએ, ઘેટાંબી સાથ ૮૦
અહિં તહિં ઝુમખામાં ચરતા દેખાએ;
પડેલા, મારા પગ આગલ, મેદાન,
વાદલોના છાંયામાં પાનાના રંગ,
ફીક્કા ને ઘેરા, ઘટ, પાથરીને તંગ,
ટટાર દિસે. તે વચ્ચે જહરો, ૮૫
બિલોરી કાચ જેવો નિર્મલ નરો,
મીના-રંગ પથ્થર પર ધ્રુજતો, શરોદ
ધ્રુજાવે ચ્યવ્યાલા ઘાસોથી બ્હાર,
કાહડે જેમ આરગીનમાં ભૈરવી રાગ;
હસ્તા તે જહરાની કિનારી પર, ૯૦
ઘાટરોકા રૂપેરી ફુલોની પાસ,
ચલ્લીઓ સરકતી હ્યાં અને ત્યાં
ગેલ કરતી ઘાસોમાં રમતી દેખાએ,
હુપીને ખાઈ જતી પાદરીઓને,
ને ઉડીને હીલવતી ફુલો ને ફલ, ૯૫
છુહલી લઇ ચાંચોમાં ટપકતો દવ,
હીલવી તે ચાંચોમાં ગલતી તરત;
પીલા પટાની મધમાખીઓ ત્યાં
ઉદ્યોગની કરતી હોએ ચહડ ને ઉતર;
દેલ્યા[૧]ના મખમલી તકિયા ઉપર ૧૦૦
પાંખોને પાંથરીને એહું પતંગ,

૧ Dahlia.

યાદ છે મહને વરસોની વાત,<br>
જ્યારે માથેરાનની ટેકરીઓ પર<br>
કુદાવતો પાહડ, અને ઝાડો, ને વન,<br>
ને ટીકતો હું પાહડોની ટોંચો ને તન, ૧૩૦<br>
રમે જ્યાં ધુમ્મસમાં રાતાં કિરણ,<br>
ચહડતાં, ઉતરતાં, ને કરતાં ગમન;<br>
વીંધી નાખી ધુમ્મસને આર અને પાર,<br>
ઉઘાડતાં પાહડોનાં લીલાં કપાર,[1]<br>
લીલાં તો ખરાં પણ એવો લીલાસ, ૧૩૫<br>
કે સોનેરી લીલાસ જો કેહીએ તેને<br>
તો ખોટુ નથી.—તેઓની પાસ<br>
ઝુમે વાદલોના રૂપેરી ઢગ,<br>
દેખાડતા કોઇ જગે સોનેરી રગ.<br>
બેઠેછે રહો સુકતાતને વખત, ૧૪૦<br>
આબાદીથી બરપુર આઓ નીચલી જગત,<br>
પવિત્રોની ભલી તે ફરવશાઓ<br>
વિટલઇને, એવાંજ શુ વાદલોમાં<br>
હ્યાં આવતી હશે?—કોણુને ખબર<br>
કે પવિત્ર પેલી જગતથી આ જગ, ૧૪૫<br>
તારાઓની પાસેથી વાદલોમાં<br>
વિટલાઇને સરકતી આવતી હશે!<br>
અથવા તો કિરણ પર સરતી સરલ,<br>
આસમાની રંગોમાં કરતી ઝડક,<br>
ધરતીને ગોસે ઉતરતી હશે! ૧૫૦

[1] કપાલ.

નહિ રાખે દાદારનો મોભ્ભો કે લાજ;
હસ્તી પર ખુદ તેની દોડાવે શક, ૧૭૫
"ખોદા શુ ?" "ખોદઈ શુ ?" બોલે બેધડક,
ફલાનુ, ને પેલુ, ને ઓલુ, ને આએ,
કીધુ, ને કરશુ, તે હમોથીજ થાએ,
એના એના ગરૂરીભર્યા વચન–
થી ખિયાલોમા કુદેછે તેઓ ગગન; ૧૮૦
બલુનોમા બેસીને આપેછ હવા,
સેતારા ને ચાનો પર માગેછ જવા
નામી સુધારાની આજની જગત,
—ભુજેલો પાપટ નહિ જેથી ભગાય
પણ મારે જે જગતો ભાજવાની ભુમ— ૧૮૫
કરે ખાલી વાતોથી એવી દમ્મર,
કે ડાહપણુખી અચકી ત્યા નમાવે સર
" ધસી જાએ મુરખ ત્યા બેધડક,
ફરેશ્તા અચકે જ્યા મેલવાને પગ " [1]
ડાહ્યો બેસે મડલીમા મુગો ને મદ, ૧૯૦
મુરખ ત્યારે વાગે જેમ ધોબાગી ઘટ
બાલકના હાથમા ઘુઘરો વાગે જેમ,
છે મુરખના હાથમા જખા તેની તેમ,
ઉછલી તે કરે બીનઅર્થના અવાજ,
ઢીલી થતી પોતે પોતા ઉપર શાદ ૧૯૫

[1] Fools rush in where angels fear to tread —POPE

# માહરી મજેહ.

## ૭

### સાર.

માહતાબનો મમરા—હોરમજ્દના લ્હેરો પામવાની ઉમેદ—તે ઉમેદ બર લાવવાની મુશ્કેલી—અવસ્તાઈ કલામોની નોનેબરી—જરથોસ્તને તે કલામો ભણી કીધેલા મોજેજ—કવિતાઈ શક્તિ માટે જરથોસ્તને વિનતી—વિચારોને સેહલી અને સારી ઈબારતમાં દરશાવવાની ખુબી—કુદરતના દેખાવ તે સાહેબની યાદ આપણને આપે છે—હોરમજ્દની જોહરી શક્તિનું બયાન તથા વખાણ—પાપી કરમો માટે અંધકારથી મનની સવતા—ગુનના દેવથી ઉપજતા ત્રાસદાયક પરિણામ.



# માહરી મજેહ.

૭

રોશનીમા ડુબેલો ખીલતો માહતાબ,
વિખરાયલા વાદલથી નિકલેછે બહાર,
ઝલકાટભર્યા ચેહરાને ખોલ્લો કરેછ,
દમામભર્યો વાદલમા રસ્તો ધરેછ ,
ખડક, ને પર્વત, ને મેહલો, ને ઘર, ૫
કરેછે પરવહી રોશનીથી તર ,
ગમડતા, ઉછલતા, મોજાની બેર–
પર ચલકાવેછ રૂપેરી કિરણનો દોર,[1]
સરોવરના ઝાડોના મથાના પર
નેસાર કરી નાખેછ તે રોશનીનો જર, ૧૦

---

[1] દોરા

ભરાયો હવે તે વાદલ અંદર,
ડુબાણુ અંધીમા સુકકુ ને તર;
નિકલ્યો વલી તે વાદલથી બહાર,
રોશનીનો કરતો કુદરત પર નેસાર
ઝલક ઓ ચંદર! તુ ઝલકતો રેહ, ૧૫
રેલ તાહરા તનમાથી તાહરી ઝલેહ!
ફરૂં જો બે ઘડી તાહરી હેઠલ,
તો વને દુખ્યા તનના ઊભરાને કલ
ખુશાલીના ઉભરામા જોઉં તાહરી ગમ,
તો ગંદીલી દુન્યાને તજુ એકદમ ૨૦
જીવ થાએ માહરો, ગુમ, તાહરી અંદર,
તો કરે તે આકાશના પેટમા સફર,
જોઈ વલે છુપા ભરમો ને ભેદ,
ઉરકેરઈ ઊડે તે એટલો તો ઠેઠ,
કે હોરમજદના તખ્તની પાસે પડે, ૨૫
અખુટ તે રોશનીને આખમા ધરે,
અમસાસપંદના સાયામા રમતો ફરે,
ઈજદોની સંગતમા દોડતો ફરે;
લખે તે ઉરકેરઈ એવા હરફ,
કે વાચતાને વાર આપે દિલમા હરખ, ૩૦
હરખ આપે એવો કે ઘુજારો, દિલ,
ઉછાલે ખુશી જેમ દર્યાએ નીન,
છોડે ઈચ્છાના દબાયલા જહરો,
સુખનો પસારો ને દુખ નહિ જરા
અરે! અરે! એ બધા ખ્યાલી વિચાર, ૩૫

સ્નેહ તો જ્વલે, સદા મલે હાર !
અમર્ગ શોધતી ઊછલતી ઉમેદ,
આશાના બંધમાં પડેલી જે કેદ,
તે ફોકટમાં ઊછલીને પડે હેઠલ,
લુટાએ નિરાશાથી આશાનું બલ ૪૦
જર છતાં જીંદગી ઝેહર માહરી છે,
જ્યાં જોઊં ત્યાં આફત ને હેજગારી છે.
અરે ઓ હોરમજદ ! ઓ ગેબી ખોદા !
નિરાશ પણ તુને હું પૂજશ સદા !
સદા તાહરી કેતાબ અવસ્તાઓ ઝંદ- ૪૫
ની કોતરેલી રાખશ આ છાતીમાં પંદ
મગજની પેટીમાં તાહરા કલામ,
એકીનથી બંધ કરી રાખશ તમામ.
એકીનની દેવશ હું એવી તો કલ,
કે છટકે નહિ તેઓ, ત્યાંથી એક તલ. ૫૦
જલવઈ રહે જહવેર જેમ દાબડા અંદર,
કેદ પડે પક્ષી જેમ પીંજરાં અંદર,
રાખશ તેમ તેઓને ધરેલા ત્યાં,
ખોવાએ કે છટકે નહિ પડેલા ત્યાં ;
પડેલા મારે ત્યાં એવો તો તાપ, ૫૫
કે નહિ ત્યાં બુરા વિચારોનો દાગ
મગજ કરે પોતાનાં બારણાંઓ બંધ,
કે નહિ પેસે બુરા વિચારોની ગંધ ;
દુર્ગુપ્ત આવે જો ધસારાબંદ,
તો ફરે તે પાછો થઈ સુસ્ત અને મંદ. ૬૦

તેમના તાપ આગલ તે નહિ ઠરે,
પોકારતો પાછલ તે પગલાં ભરે.
એવું તાહરા કલામમાં અજમતી નૂર,
કે જ્યાં પેહો તે ત્યાંથી દુરૂખ્ત દૂર
ભણ્યો જરથુસ્ત જ્યારે અહુનવર બુલંદ, ૬૫
થયા બુરા દેવો અવાખ્તરમાં બંદ
ગાઈ જ્યારે જરથોસ્તે પરથમ અશેમ,
ઉધી વલી દેવોની ગોઠવેલી નેમ ;
બાંગેબુલંદ જ્યારે પઢિયો અશોશ,
ખોઈ દીધી દેવોએ અક્કલ ને હોશ ; ૭૦
હાહો ને હીહાથી નાહઠા તમામ,
ઢંકાયા દોજખના ગારમાં નનામ
કહ્યા જ્યારે જરથોસ્તે ગાથા વચન,
નાચી રેહી કુદરત તે શુરથી મઘન ;
મઘન થઈને ઝાડોએ નમાવ્યાં તન, ૭૫
નમાવ્યા ફૂલોના બોજા અર્પણ.
થબ હવા છુટી થઈ ફરવા લાગી,
ચોમેર સુગંધને પાંથરવા લાગી;
ઉઠી ઉભી પાંદરીઓ કલીઓની,
જોશ પર ચહડી રંગો ફુલ ડાલીઓની. ૮૦
હસતી કુદરત ચોમેર રંગીલી થઈ,
હર જગે ખૂશીની અસર ફેલઈ.
છોડી દીધું પક્ષીએ ગાનું મધુર,
જરથોસ્તના ગાથામાં થયાં ચકચુર
ગાથામાં ચાપ્યો તે ઘાસો ઉપર, ૮૫

ઉસ્કેરઈ આકાશ પર ફેંકતો નજર;
મગજની આંખે તે જોતો ખોદા,
વાદલમાં બેઠેલો દિપતો સદા;
જોતો તે મગજમાં આસ અને પાસ,
પકડવા ખોદાનો અખુટ ઉજાસ. ૯૦

અરે ઓ જરથોસ્ત! પવિતર ને પાક!
કવિતાની ચીંગારી જીગરમા નાખ!
મુરદાલ માહરા દમને તુ તેજથી ભર,
કે કાહડે તે સખુનો મીઠા ને તર.
લુખ્ખી માહરી જબાનને વેહતી તું કર, ૯૫
કે ખુશી થાએ તેથી કુલ સુકકું ને તર.
ખેંચુછું અમગ્થું ભેજું ને રગ,
પણ જન્મે નહિ તેથી કંઈ મીઠા હરફ.
બેઠેલા રસઇને બુલંદ વિચાર,
માગુછું ખેંચવા મગજમાંથી બહાર; ૧૦૦
પણ હટીલા એવા ને બેહસીલા તે,
કે સરકી જાએ હાથમાંથી ધરાયલા તે
મગજને ઠોકુ કે સુતા વિચાર,
સજાગરૂ બનીને ધરતા પોશાક
પેહરીને નિકલે ઓરડામાંથી બહાર, ૧૦૫
પણ અંતે હાર ખાઇને બેસું નાચાર.
નહિ જોઇએ મહને બુરખાદાર વિચાર,
જે ઢાંકેછે પોતાનો ઝલનો દિદાર;
ભારી ભારી શબ્દોની વણત અંદર,

બનાવેછ પોતાનીજ જેઓ કબર, ૧૧૦
દટાયછે જ્યા તેઓ એના ગુપટ,
કે સમજને પેસવાનો નથી ત્યા વગ
ઢકાયલુ જો ન્હે ફુલ પાતરા અદર,
તો લટકતુ નહિ જોતી તેને નજર
પણ છુટક જો પાતરામા લટકેતુ હોયછ, ૧૧૫
તો દિન, હર જોનારનુ, ચળકતુ રહેછ
ચામડીની તેની કુદરતી ચળક,
ઝાડોમા ઝળકતી આપેછ હરખ,
તેમ એક બુનદ ને સારો વિચાર,
કરેછ જો સાદો ને ખોલ્લો આકાર, ૧૨૦
તો મગજમા હરદમ તે લટકેલો રેહછ,
સાદી સમજમા તે ઝળકેલો રેહછ

કરેછે ઉઠીને મોજા ધોધાટ,
પણ શાત અને ગભીર દિસેછે આ રાત
પાતરા પર ધ્રુજાવેછ પવન સિતાર, ૧૨૫
સુરરરર અવાજે કાહડેછે બહાર
ધરેછ તે સરવના ઝાડોની સોહ,
ને કાહડેછ તે ગાયનના મીઠા શરોદ
મોજાની છોળ અને સરવના સાદ,
પવનની સાથે તે સાહેબની યાદ, ૧૩૦
ઉમરના મધ્યથી, ખાલી કરેછ,
જે તરતી ચાદનીમા દોડતી ફરેછ
દીઠુ મેણે સરવના ઝાડોને દુર,

ધુછ ગાયન કરવા નજદીક ને દૂર ?
કીધાં કોણે પક્ષીઓ ગાયનથી પૂર, ૧૩૫
કે ધુઞ્જારે ગલાંથી ગાનું મધુર ?
ભર્યું કોણે ચંદરના ગોલામાં નૂર,
કે દોડાવે કિરણો નજદીક ને દૂર ?
કીધા કોણે મોજાઓ મારતા પોકાર ?
કીધી કોણે રાત, અને સાંજ, ને સહવાર? ૧૪૦
કીધા કોણે આકાશના ચોડા ને પડ,
વિટાલી વાદલ એકકની અંદર ?
વેર્યા કોણે તેઓમાં તારા રોશન,
અટકીને ઉભેલા અદ્ધર ગગન ?
અરે ! છે સંધી એ હોરમજ્દ રમત, ૧૪૫
જે શુધ્ધો, ને સફા, ને છે બિનકપટ ,
જે જોતો, ને જાગતો, ને સતગર છે,
જે ઈનસાફી, ધીરો, ને દયાલુ છે ;
જે બુરાઈના કરનારને મારનારો છે,
જે નેકીનો હાથ મક્કમ ધરનારો છે ; ૧૫૦
જે રંજ અને આઝારનો ટાલનારો છે,
પુખ્ત અને ઘણું જે જોનારો છે ;
ઠગાએ નહિ એવો જે કિરતાર છે,
ફરેબ નહિ દેનાર તે દાદાર છે ,
ભવિષ્યમાં પેઠીછે જેની ચશમ, ૧૫૫
નથી જેથી છાનો કોઈ છુપો ભરમ ;
કીધા જેણે દર્યા, ને ઝાડો, ને વન,
કીધાં જેણે વાદલ, ને ધરતી, પવન.

ધર્યો આ ચ દરવો તેણેજ ઉપર,
ને તાગ્યા તેની માહે સૂર્ય ચંદર ; ૧૬૦
જગેજગ તારાની જડત કીધી,
મીનારગી વાદલની ભરત કીધી
ફુંફારો જો ગારે તે વાદલની બહાર,
તો ધુજે, તે ધપકારે, ધરતી ને પાહડ.
સુકી તેની ચ દરનું કેદખાનું થાએ, ૧૬૫
તો ચાંદની નહિ તેથી જગ પર ટોળાએ
કાહડે એક આડો સૂર્ય સામે હાથ,
તો હુએ અ ધારીમાં ધરતીનો પાત ;
રેહકાણોમાં દોડે જાનવરોની જાત,
દાહડાને માની આમાયશની રાત ; ૧૭૦
કરે ઉડતા કાગડાઓ દોડતા પોકાર,
કે "ગીયો સુરજ, હવે આવ્યો અધકાર ;
જઈએ હવે હમો આગમની જગા,
લટકારો સુરજ બામદાદની વેલા,
ને દોડાવશે હરજગ સફેરી કિરણ, ૧૭૫
ઝલકતાં કરશે પાહડ, દર્યા, ને વન,
રોર[૧] આપી કરશે ઝમકતા મિનાર,
ચલકાવશે પાણી ઉછલતાં કિનાર,
રોશનીની પીલી પરવહીની અંદર,
ચમકાવશે દવ, અદર, ઝાડો ઉપર, ૧૮૦
કરશે સુકી ધરતીને ઝયકથી તર,
ચલકાવી અનાજનાં ડોલનાં ખેતર,

૧ કોળ.

આવશુ ત્યારે હમો રેહકાણોથી બહાર,
દોડી ધામી માનશુ ખોદાનો આભાર,
ખુણા ખટોલામા શોધશુ ખોરાક, ૧૮૫
ખોરાક આપશે કીડા, ને કચરો, ને ખાક"
એવો છે તે માયાળુ મોહટો દાતાર,
કે ઢોળેછ તે મઉ પર મગ્નો ઉપકાર,
નથી રાખતો બુલબુલ ને કાગમા ફરક,
ધરેછ સરખી ન્યામતો તેમની તરફ ૧૯૦
વજતરની પેગી છે બુલબુલી પેટ,
કઠોર સાદે કાગડાનું દોડેછે હેત,
પણ એકસરખી રીતે ફુલફલની ન્યામત,
સમાવેછ કાગ ને બુલબુલી હાજત,
બુલબુલ ઉડી ફુલ ઉપર નખરા કરેછ, ૧૯૫
તો કાગ ફલ કોતરીને પેટુ ભરેછ
સોહામણુ કીધુછ એકને ગાયનથી પૂર,
તો કાગની અક્કલથી કીધુછ તેને દૂર
બદસૂરત એકને કીધોછ ને ઢોર,
તો આપ્યુછે તેને પૂર અક્કલનુ જોર ૨૦૦
તગાજાને એ રીતે સમતોલ કીધુ,
નથી રાખ્યુ દોરો ઉપર કે હેઠુ,
વજનમા કીધી બધે બાજુને એક,
ન્યામતના જોખ મેલી તેમા અનેક
નજર તેની છે એટલી તીણી ને તેજ, ૨૦૫
કે રજના ઉમેરાનો નહિ રાખે ફેર
છે તેની શક્તિ એટલી તો કામેલ,

કે ટીપામા રગે તે દર્યાઓ સેહલ.
કરે સુક્ષ્મ કાદાનુ મેનેરી પડ,
નાખવા પરમાણુની જગતોથી તર ૨૧૦
કીધી તેણે નમતી, જગ, સૂર્ય તરફ;
કે પામે તે દાહડાની બલતી ઝનક,
ફેરવેછ જ્યારે પાછલ તે તુંદીથી સર,
બોરાયછ[1] તેનો ચેહરો અધારી અદર,
દેવોને દોડ્વાનો આવેછ વખત ૨૧૫
અદેખાઈ, ને લુટફાટ, ને કીનો, કપટ,
છુટા થઈ ચોગમ ભટકતા ફરેછ,
ગુનાહભર્યા કમેાામા રસ્તો ધરેછ
આકાશ પર ટોયછ જ્યારે સૂર્યની આખ,
ઉગેછ ત્યારે ગુનેહગાર દેવોને પાખ, ૨૨૦
નીસ્તીમા થાયછ તેઓ ઉડી અનદીઠ,
પણ ફેરવેછે સૂર[2] જ્યારે તેઓ પર પીઠ,
જોશભર્યા થઈને ત્યારે તેજ વખત,
ધરી આવી લેયછે કબજામા જગત
ઉગકેછે ખૂન જ્યારે ભયભીત દિદાર, ૨૨૫
ચશમ જેની ફરતી, જેમ બનતો અગાર,
જીવ લેવા ધકધકતુ રાખે જે ધક,
ગહડાવે જે જોશ ઉપર સુતુ મગજ,
મગજ—જેમા કોઈ દિન એક ભલો વિચાર
લગડીને પડેલો નહિ ઓસ્તનાર, ૨૩૦
હિમ્મત કરી આવે એક ભલો વિચાર,

---

૧ [illegible] ૨ સુરજ.

તો મગજ તેને, ખઅ્અચફું, બાંન્ધે તે વાર;
જાતી કમઅમજાનો જેમાં ખટક,
નેકીને પેમવા જે મોહરી નક્ત
ઉંડે સાત સમુદ્રો, આમટા ને સાથ, ૨૩૫
પણુ ધોવાએ નહિ તેથી ખૂની રાતો હાથ[1]
અરે ઓ ખૂન! તાહરૂં મોહડુ તું બાર,[2]
કેટલાઓને કીધાછ તેં જબરીથી હાર!
લાવ્યોછ તું કેટલાના કમોહત મરણ,
ખુશાલીની જગે પાથર્યાછ રડણ? ૨૪૦
બેટાના મોહત પર બાપ રડતા કીધાછ,
પાહડપેરે આસુથી જહરના કીધાછ.
માતાઓને બેટી પર રડતી કીધીછ,
દબાયલા દર્દોની ભરતી કીધીછ,
છાતી બેએનને ધપકતી કીધીછ, ૨૪૫
આસુથી આખો તપકતી કીધીછ.
ઉછાર્યાછ છાતીઓમા ગમના તોફાન,
તોડ્યાછે દોસ્તોના દોસ્તથી પેમાન
આફતને ફેલાવવી છે તાહરૂં કામ,
બોર્યાછે[3] હાથ તુએ લોહીમા તમામ; ૨૫૦

---

૧ શેકશપીઅરની નીચલી લીટીઓ સરખાવો —

Will all great Neptune s ocean wash this blood
Clean from my hand ? No, this my hand will rather
The multitudinous seas incarnadine,
Making the green one red —

*Macbeth, Act II, Sc 2*

૨ ખાળ  ૩ બોળ્યાછે

અંધારીમાં કરેછ તું અંધારાં કામ,
આંખો તાહરી રાતી જેમ લોહી તાહરૂં કામ;
લડાઈઓમાં લેયછ તું હજારોના જાન,
તલવાર ને ગુરજથી વાલેછ મોહકાન;
ભયંકર લડઈ જેના ભાલા ઉપર, ૨૫૫
ઉછળતી સુલેહ લોહી–રેલામાં તર,
દોસ્તીમાં દોડેછ તે તાહરી આગલ,
ઘસડતી તુંને પોતાની પાછલ,
ઉડાડતી ડોકાં હવાની ઉપર,
દોડાવતી ભાલા જીગરની અંદર, ૨૬૦
ગગડાવતી ગોલે આફ્ત ને ગજબ,
કિલા ને કોટોને કરતી કબજે;
કુદાવતી પાહડો, ને દર્યા, પર્વત,
ગગડાવતી રથો, ને તોડાવતી મદ્દ;
ખંજરોથી ચીરતી સીનાઓના ગાહભ, ૨૬૫
તીરોથી કરતી સિપાહ પેચોતાબ;
બુઝાંવતી જીંદગીની એમલી જોત,
વેહવારની લોહીઓની નદી ને ધોત;
ઉડાવતી તલવારને આકાશ તરફ,
ને દુશ્મનની ફોજોને કરવા લડત; ૨૭૦
ધમારાબંદ દોડતી તે ટેકરાઓ પર,
ઉછાલાબંદ મારતી સિપાહ ને લસ્કર;
વીંધી નાખતી બાલકને ભાલા ઉપર,
ચીચારી પાડે જે જોઈને માદર;
તોડી નાખતી સેહલેલા સોનેરી થાજ, ૨૭૫

ધુલોમાં રેલાવતી તેમના દમામ ;
જમાનાના બાંધેલા રાક્ષસી કામ,
મટોડીમા કરતી પલકમા નનામ ,
વિદ્યા ને હુન્નરના સંગ્રહો તમામ,
ખરચેલા જે ઉપર લખ્ખોના દામ, ૨૮૦
તોપોના મારાથી કરતી તારાજ,
નહિ કરતી શરમ, નહિ, અરે ! કે લાજ.



# માહરી મજેહ.

## ૮

## સાંજ.

ઉગતી સહવારનો દેખાવ—મોહગીઓથી નગવાઓ ઉપર ગુજરતો જુલમ—નમનતાઇ વિષે કુદરતમાંથી મલતો બોધ—કેવાના એક વનનું વરણન—તે ઉપરથી ઉપજતા વિચારો—પાડાના ઉડાવ જોવાથી ઉપજતા સંતોષ—એક ટાપુનો દેખાવ—માછીની જાતમાં પકડાતી માછલીઓની હાલત ઉપર આવતા વિચારો—પાણી ઉપર બાંધો જતો એક બગલો—વાદલાના બદલાતા આકાર—હોરમજદની નેમાજ



# માહરી મજેહ.

૮

સલગી જ્યારે આકાશ પર સૂર્યની જ્યોત,
ઉઘાડ્યા ફુલોએ પોતાના હોઠ,
ખુશાલીથી માર્યો સુગંધીના દમ,
હસી હસી હીલવે દલ-ડીપાં નરમ,
આપતાં જે પરવડી હીરાઓની યાદ, ૫
હીલી કરતાં ઝલકને રોશનીમાં જ્યાદ.
ખખડે સુકા પાતરાંઓ પગની હેઠલ,
ઘસડી લાવે પવન સુગંધને શીતલ.
પક્ષી કુદી પાણીમાં કરતા અવાજ;
ખબોચ્યાંમાં ડુબીને કરતા'તાં નાજ; ૧૦
ઉડી જઇને ઝાડો પર સુકવતાં પાંખ,
સમારવા પીછાંને ભેરવતાં ચાંચ;
ધુણીને ખખેરતાં પાણી હેઠલ,
જે ભીજવતાં નીચે ફુલ, પાતરાં, ને ફલ.
ફમાની પુછ્છો મરથો રાની, ૧૫
ઉતારતો ઘાંટીમાં નિર્મલ પાણી.

મારે દેવતરસ્યુ રબ પર પોકાર,
જેવુ તેનુ નામ, તેવુજ તેનુ કાર
ખાએ, બેસી ડાળી પર, ઉમરૂ, તીતનન,
ને પાતરાઓ ખખડાવતુ ઉડે ઘોભન ૨૦
બનુ ને સોનેરી પીછુ પેહરન,
ચાસ ધરે ખોરુ આફતાબને કિરણ
ચુમતા આમાઓ એમ્કમા મળી,
બનાવી'તી કુદરતે ત્યા એક ગલી,
લટકતા જ્યા ઉપર ચસ્પાના ઘર, ૨૫
વગર પીછના બાનકો જેની અદર,
ગોધી ખોળી લાવતી કીડાઓ માદર,
ને મુકતી તે બાનકના ડાચા અદર,
વગાસીને કરતા તા જેઓ પોધાટ,
ખોરાકને મેળવવા કરતા કકવાટ, ૩૦
વધુ ઓછો નહિ આપતી માતા ખોરાક,
એકસરખી ભટાડતી મોહાની આગ
મતવીનમા છુપાવતો જાહરો, અવાજ
ફેલાવતો તે વનમા ત્યા દરદનાજ;
પાગરીઓ પર ઉડીને કરતો ગાયન, ૩૫
અદડીતી કુદરતની મોહબત પર પેન
વાદળોએ પેહર્યો'તો મીનાનો રગ,
ઓરણીતી લીધો ને ઓઢા'તા મગ
ઝાડીઓમા ઉછળે હરણોના તન,
[illegible] ૪૦
[illegible]

સનસારો થતા જે નાહમે શેતાબ,
ચહડતી તે ઝાડો પર ઝડપુ કદમ,
ને ફેરવતી પાઠન તે બિકણુ ચશમ;
ઘડી ઘસતી પુઠ ઉપર બેસી તે પગ, ૪૫
ઘડી થતી ઝાડોમા દોડતી ગુપત
દલગીરીમા મેલવુ છ હુ ખરી મજાહ,
કુદરતના કામો પર કરતો નેગાહ
આરસીમા પણુ હોએ જાણે ચિતર,
લાગે તેવો તે દેખાવ વિચિતર ૫૦
ગોઠવે શુ આરસીમા રગારો રગ,
ચહડતી કલાથી દિલ ધરતો ઉમગ,
રગો, જે કુદરતે બોહલા તે જગ
પાથર્યા'તા ફુલફુલને સાધે ને રગ!
દૂર દિસે આબા ને ઘાસોના થર, ૫૫
સુરજની રોશનીનુ જે પર વસતર
આપે દૂરથી લીલો રગ આખને થડક,
વચ્ચે વચ્ચે નિકલેલા બોડકા ખડક,
સુહમારૂ ને ગોલ કોઇનુ નિકલેલુ પેટ,
ખરબચડો પોહલો કોઈ અણઘાલો દેઠ; ૬૦
નીચાણમા જોએ કોઈ તો વાકો વલી,
જાણે ઓએ ગબડીને પડ્યો ઢલી,
તણઇને કાહડેલી કોઇએ તો ડોક,
કુદીને કરતો હોએ જાણે કરોધ,
દિસે કોઈ ગમગીન ને વેરઈ જતો, ૬૫
કોઈ, દુખી, આફતમા તણઈ જતો;

દીસે કોઈની આગલ તો રૂપેરી ફર્ન,
અથડનો જાએ જે પર સુમતો પવન,
કરે તેના કાનોમાં છુપી કંઈ વાત,
આશક જેમ મોહબતથી માશુકની સાથ; ૭૦
ઓઢે કોઈ તો પીથ ઉપર ઘાસોના ઢગ,
દિસે કોઈ તો નાગોજ તદન રંગેરગ;
ચહડે કોઈના કાંધ પર બકરાંની હાર,
વધી ઉભો કોઈ કાહડી ઘુંટણને બહાર;
ચીરી નાખે કોઈ, ઉડી, વાદલના ઢગ, ૭૫
કરે જેઓ વિખરઈને બાજુ અદબ;
કરે મોહટો નાધલા પર જોર ને ગજબ,
તો કરે શું નાધલો, સા, સિવાએ અદબ?
ફુકેછ જ્યારે ઘાસો પર, ધસ્યો, પવન,
કરેછ તેઓ, કમ્મરથી વલતાં, નમન; ૮૦
બચેછ તેથી તેઓનાં નાજુક બદન,
ખૂશી થતો જાયછ તે પર દોડતો પવન;
પણ ગાટેલા ગાહોનો ચોંહટેલો એક,
ઉઠાવેછે તે સામે પોતાની ટેક,
ને ધરેછ તેની સામને મજબુતીથી પગ, ૮૫
તો ઉખેડેછ પવન તેના સાંધા ને રગ,
ખેંચી કાહડેછ પલકારમાં તેની તે જડ,
બેવસ થઇને પંચરાયલી જમીનને વગ;
રહેલી અંધારાંમાં તે મો વરમ,
જનાનામાં હોએ જેવી બાઈરી શુપત, ૯૦
મહલાતથી, નહિ પોંહચે જે જગ સુરજ,

ઉડેછ તેનાં પીછડાં પલકારમાં અજબ.

ચહડાવતાં પાહડોને માથે ગશામ,<br>
હિંગે જગલી કેલો સા કરતી નમન;<br>
એકવાર ફરજંદોની માતા તે થઈ, ૯૫<br>
સતોપથી જાયછે તે સેવટ સુકઈ.<br>
આવેછ જ્યારે એમ તેની હસ્તીની હદ,<br>
આપેછ ત્યારે તે બીજી જીવતીને વગ<br>
ઉખેડેછ માણુસ તેનો ધરતીથી પગ,<br>
ધરેછ બીજી નાધલી સા હિમ્મતથી હગ. ૧૦૦<br>
જોબનના મદમાં ઉછલતી તે જાયછ,<br>
મરતી તે કેલ પર મજાખભરી યાયછ<br>
એશ અને અમનમા તેનુ બદન,<br>
ગરૂરીમા ઉછલીને જાયછે ગગન<br>
સેવટ જ્યારે આવેછે તેનું ઘડપણુ, ૧૦૫<br>
- ને જોયછ જ્યારે પોતાનુ મરતુ બદન,<br>
આગલી તે હુંદી પર લજવાતી થાયછ,<br>
લીલા તેના પાતરાઓ નમતા દેખાયછ;<br>
ખરેછ તેના તનપરની ચામડી જરદ,<br>
કરમાયછે પાતરા ને સુકેછે જડ,, ૧૧૦<br>
સોહામનુ બદન પોતે પાણીમા રોજ,<br>
પડછામા નાખીને કરતી મરોડ,<br>
હીલી હીલી તપાસતી પોતાનુ તન,<br>
ખૂબસૂરતી દેખીને થતી મધન,<br>
થઈ આજે તે રીબી ગોહતને અર્પણુ, ૧૧૫

પોતે જોયછ પોતાનુંજ મરતું બદન.

પુલનાં ગંદાર્યાથી પાણીનો રોહ
થાએ ધ્રુજતો પમાર, તે તરફ તું જો!
ઘુરેછ તે પર પુલ ઉપર બેઠેલો સિંહ,
પથ્થરમાં કોતરેલો જેનો ઉઠાવ. ૧૨૦
ગંદરાંથી દિસે મેદાનોના ભાગ,
લીલી હરિયારીથી થયલા ભરપુર;
દિસે તેમની પાછળ ભુરારંગી પાહડ-
ના વાદલએ મલતા, ધુમાળા આકાર;
ટીકી ટીકી જોયા મેં, એકી તગર, ૧૨૫
તેના ભયભીત ઉઠાવ, જેનાં શ્રમર ઉપર,
મનુષની વસ્તી નહિ પામે ગુજર.
દ્રમકપે પડેલા પોહલા પર્વત,
ચોંહટેલા જમીન, બિનવસ્તી પડત,
ઉઠાવે જે, આસમાન પર બીહામણાં મુખ, ૧૩૦
તે જોવામાં છે મારી ઝીંદગીનું સુખ.

માછીમારનું ટાપુ, એક મંદારાં પાસ,
આકાતીક પથ્થરમાં કાળું બદક,
પાણીથી ઘેરાયલું દૂરથી દિસે;
તે ટાપુના ખરબચડા કિનારા પર, ૧૩૫
જોઉછે માછી એક ઉભો ને મસ્ત;
રૂપેરી પાણીના પરવાદ અંદર
ફેંકે તે જેમાંથી એક બગિરી જાલ,

ને પોતાના ધંધામાં હસ્તો મથન,
કરેછ તે માછલીને મોહતનું ઈજન ; ૧૪૦
પડશે જો આખાગણી માછલી તે જગ,
થશે જાલની અંદર તે અફડાતી હક ;
પછાડશે માછી તેને કિનારા પર,
ફફડી, હાંરી, તફડીને થશે આખર ;
વેચઈ પડશે ફકીરની જોહલીમાં તે, ૧૪૫
યા પાદશાહની તેબલ પર રધારો તે ;
ચીરશે તેનાં પેટને કોઈ ખુબસૂરત નાર,
કરતી તેબલ ઉપર ભરથારમે વાત ;
યા તુટશે કોઈ સંગદીલને હાથ તેનું માંસ,
દોડે જેનું જુલમ પર હરદમ દેમાગ. ૧૫૦

બગલો પેલો રાતો ઉભા કરી સડ,
ધરેછ રસ્તો સાંએના કિનારા પર ;
કાપેછ તે પાણીનો થંડો પરવાહ,
જે સુપરીદો લેછ બંધે બાજુ પર રાહ ;
બગલાંની પાંખ જેવા દુખ્યા સપેત ૧૫૫
સડોનાં ઉપસેછે પવને પેટ ;
ખારવાઓ ગાએ બેસી તુતક પર ગીત,
"રસ્યાની ફોજ ઉપર તુરકીની છીત."
તે બગલાની પુઠે ઓલો તેની સાથ
પંથરઇને યાએ પોહલો પાણીને હાથ; ૧૬૦
ઉડે રોહલું કાગોનું દોલ ઉપર, એક,
ઢાંકેછ જે સોનેરી ધારનું સફેદ

ફ્રેસ્તાની ચશમ છે માણસથી તેજ,
તે તેને જોવા નહિ પામતી હરગેજ,
તો માણસની, નજદીકમાંજ જોતી, ચશમ,
જે બીલ્લસ એક જાએ, ને અટકે એકદમ, ૨૧૫
તે કેમ કરી જોઈ શકે હોરમજદ–દમામ,
સદાની રોશનીમાં દિપતો તમામ?
ફ્રેસ્તાની પડે જો તે પર ચશમ,
તો આંખો પર હાથ લઇને નાહસે ચોગમ;
વાદલાંઓની કોરો પર વિખરાતા જાએ, ૨૨૦
અખુટ તે રોશનીથી અસર એ થાએ;
તો કરે શુ માણસ નબલુ ને નાચાર,
સિવાએ બદગીમાં પૂજે કિરતાર?
મકઈના ડોરા[1] જેટલી હોએ તુ–ચશમ,
પણ પામે નહિ તેથી તું હોરમજદ–ભરમ; ૨૨૫
દાડમના દાણા જેટલી રાખે જબાન,
મેહર માફક હોએ એક હજાર તુને કાન,[2]
પણ ગવાએ કે સભળાએ નહિ તેની વખાણ,
સંપૂર્ણ થઈ બેઠો જે મહા યઝદાન.
નમન! નમન! તુને પિતા ને બાપ! ૨૩૦
નમન! નમન! જેણે કીધાં પેદા,
આએ દર્યા ને પાહડ; ગયું, ને આજ
જે છે હૈયાત, ને ભવિષ્યને હાથ
સોંપાએ પરેલી ચીજો અથાગ,
તે તું ધણી છે. મેહરબાનીની રાહ, ૨૩૫

* ૧ કોચ. ૨ અવસ્તામાં મેહેર યજદને હજાર કાનવાળો જણાવેલા છે

હવા અને આબ અને ખાકની ઉપર,
કીધાં તું એ જીવજંતો આબાદ ને તર;
સંતોષી, સોહામણાં, ને સુખ્યાર કીધાં,
ચાલાક, ને ચબરાક, ને હુસ્યાર કીધાં;
ઉડાવ્યાં પંખીઓ તેં હવાની અંદર, ૨૪૦
ને માહીઓ તરતી કીધી પાણી અંદર;
ધરતી પર ઢોરો ને વેંહસી હેવાન-
નાં કીધાં તેં લાયક ને લાજમ મકાન;
વચ્ચે કીધું માણસને તેં રબ પેદા,
અક્કલવંત, નીતિવંત, આએ જગનું ખોદા, ૨૪૫
ઉભ્ભું ને સીધ્ધું, જાનવરોની વચ્ચ,
ખરેખર ખોદાજ એક દિસેછ, ઓ રબ!
ઉઠાવ્યું તેં તેજવંતુ તેનું કપાલ,
ભરી તેમાં અક્કલ, કીધું તેને નેહાલ;
દૂરઅંદેશ, ને દાનાવ, ને દીનદાર કીધુ, ૨૫૦
હશમત ને હોરમતમાં ટટાર કીધું.
આ દર્યા જે છે ચોહરા, ઓહલા, ને મહા,
ઉછલેછ હરદમ તે, તાહરી તારીફોમાં;
પાહડો જે ખોસઇને ઉભાછ જમીન,
ઉદયાછ તાહરી યાદોમાં રાત અને દિન; ૨૫૫
ગોલાકાર ઘડઇને પડીછ જમીન,
ધુમેછ તાહરી યાદોમાં તે રાતોદિન;
છલાગ મારી ઉછલીને પડતાં ઝરણ,
સરોને પટકતાં કરેછ નમન;
પખીઓ ચાંચોમાં મીઠા વચન ૨૬૦

ધમકતાં ઉડેછે તુ પર ગગન;
આ પવન જે બોહલો ને પહોંચ અખુટ,
રખડવાને ધરતી પર છે જેને છુટ,
તારીફ તાહરી ગાવામાં મસ્તાનો થાયછ,
જહનુનભરી બંદગીમાં દોડતો દેખાયછ; ૨૬૫
બનેછ તાહરા વિચારમાં એવો અપગ,
કે ઉખેડેછ તે ઝાડોને, ચોહટેલાં તગ
જમીનની અદર, દોડતો અતગ્ગ,
જોશભરી ગતિમા આવયો બની,
નાખેછ તે ઝાડોને મૂલથી ખણી, ૨૭૦
પડેછ તેઓ જમીન પર મારતા પોકાર,
હડસેલઈને બાપીકી જગ્યાથી બહાર;
નાચાર બની સેવટ તે ચુપકીદા થાયછ,
આફતને સતોષથી સેહતાં દેખાયછ;
જમીન પાછી મોહબતથી તેમને ધરેછ, ૨૭૫
બાનક પેરે તેઓનુ પાલણ કરેછ;
ઉગેછ તેથી હવામાં પાછાં જુવદ,
થાગછ તેમનો સુસ્તી સેતારો નૂરમદ;
જમીન ઉપર છાયડાને નાખતાં તે થાયછ,
ગયો દહાડો ભુલીને હસતાં દેખાયછ. ૨૮૦

# માહરી મજેહ.

## ૯

### સાર.

કુદરની દેખાવોનું વરણન—રે'ટના ફરવાનો અવાજ તથા તેમાથી પડતા પાણીની, રડવા તથા આસુના વરસાદ સાથ સરખામણી—રે'ટના બળદની સબુરી તથા સહન શકિત



# માહરી મજેહ.

૯

સુરજ નાખે રોશનીનો સીધ્ધો પરો
દર્યાની ચકચકતી સપાટી પર
દૂરમા દિસે પાહડો ને ઝાડો, ને ઘન
ને હોડી પવન પૂઠે જલ પર જતી ૪

ભુર્હુગરી ગાએ બેઠી ડાળીએ ગીત
ધુજાવતી ગાયનમા મખમલી પીંછ
સરે મરેાા સુનેરી ધામોમા શુભ
હવાનો કસ ચુમી બનેનો પુષ્પ ૮

છોડી ઉભી ચંપેલી સુગંધી લર,
ઝુમાતી ઓવલીનાં થડની ઉપરઃ;
ઘાલી ઉભો ત્યાં મક્કમ ધતુરો જડ,
ભાગી એક કબરનાં માથાં ઉપર. ૧૨

બાજુ પર એક, દિસે બગલી પડત,
બાગ તેનો પડ્યો છે સુસ્ત ને જરદ;
ઘાસ તેની મધ્યાનમાં આવ્યું છે[1] ઘુસી,
અટકાવવાને નથી કોઈ માલી તે જગ. ૧૬

ચાવે બકરી ધીમી ત્યાં બેસીને ઘાસ,
ફુટેલુ ભાગેલી દેવાલો પાસ;
કાહડે રેંટનું ચક્કર ત્યાં દૂરમાં અવાજ,
દાહડાની રગડથી થતું નારાજ. ૨૦

રડે ઘારકા આંસુનો ઘોતમદ વરસાદ,
બુઝે તે ચક્કરનું દુખ ને ફર્યાદ,
વધુ રડે ચક્કર તે ઘારકાંની સાથ,
બુઝતી જોઇને પોતાની ફર્યાદ. ૨૪

બલદ નથી એટલો અસંતોષી, જે
કરે મુગો પોતાનું સંતોષી કામ,

૧ ભાગ્યું

સદ્વારથી માર ધમે વફઈમા ચામ,
ધીમો ધારજથી ને ધાગે તમામ ૨૮

બાંધુછ તેની આખ ઉપર ગધીલુ ચામ,
પેટ પગ ને બાજુ પર દીધાછે ડામ,
પડછ તેના મતા પર મોગરાના માર
પેટમા છે ખાર પણ દુખનો પોમાર ૩૨

ગરીબ તે નદિનો મહ નો નથી
પોતાના ચક્કરમા ફરતો હરદમ
ઘાટકી જમાનાનો સેરતો સિતમ,
ફરછ તે ગહ્વરમા સદા ગમન ૩૬



# માહરી મજેહ.

## ૧૦

### સાર.

કુદરતમા ભ્રમન કરતા ઉપજતો—ના ઘેરીઓ—દરિયાનો દેખાવ—
ધુમ્મસમા દિસતા પરવત

# માહરી મજેહ.

## ૧૧

### સાર.

ઘાસનુ તણખુ—તે ઉપર ચળકતુ દવનુ ટીપુ તથા ઝુમાતુ પતં-
ગિયુ—ઘાસ, દવ તથા પતગ એ ત્રણેની આખરે તબાહ
થવાની સરજત—આ કવિતામા તેમને જીવતા રાખવાની
વેતરણ

ઘાસ, અને દવ, અને ઉડતુ પતગ,
નણુડો થવાના અતે ખતમ
પતન કરશે ઘાસને અથડતો તમાહ,
પછડાતો દવ લેરો જમીનમા રાહ, ૧૦
ખરી જશે પતગની પાખોનો રગ,
અથડીને થમે કોઠ પામશે મરણ

અથવા તો ઘાસ કોઇના પગની હેઠન,
ચપાતુ ચુગે થઇ કટકા થશે,
દવનું ટીપુ પણ તે આચકા સમેત ૧૫
ખરતુ જમીનમા નાબુદ થઇ જશે,
પતગ કોઇ ચલ્લીનો ખોરાક થશે
નણુડો ોઈમી રીતે બગમાદ થશે

અરે! એ ઘાસ, અને દવ ને પતગ!
સદા આ લીટીમા ઉડતા રેહજો! ૨૦
સો વરસની પછીના આવતા લોકો–
ને કાગજ પર ચોહટેલા, એવુ કેહજો,
કે 'એરેના આજે જગે ચોહટેલા સાથ,
હરએ સલામત ને સદા હૈયાત'

પવનબી ધીમો, ને પડ્યોછે સુસ્ત,
ને નામે એક પાતરૂબી હીલતુ નથી,
બેઠીછે માખી એક, ઘાસ ઉપર ચુપ,
ને પખી કોઈ પાખો પર જતુ નથી ૧૨

મધમાખીબી દિવસથી પરવાડીને,
ભુલી જઈ પોતાનો જાતિ ઉદ્યોગ,
કમલમા ઉતરીને બેઠીછે ચુપ,
જતા દિવસ ઉપર કરતી વિચાર. ૧૬

ઝુમાવેછે થડ ઉપર ધતુરો ફુલ,
રૂની પુની જેના ફિક્કા ફુમક,
બારીક તેની કમ્મરને કરના મરોડ,
પવનની લેહકી કોઈ જતી નથી ૨૦





# માહરી મજેહ.

૧૩

છુપ્યુછે વાદળમા સૂર્યનુ તેજ,
પણ રતાસી ચક્રરમા તેનો ઘેરાવ,
ઝાંખા વાદળોને ફાડીને બહાર,
દેખાડેછે પોતાનો લોહીયાર દેખાવ ૪

ચુપ થઇને પડ્યાછે પાણી હેઠલ,
છાતી પર લઇ છુટા ટાપુઓ બે,
ભીનાસનાના ઘાસો ત્યા ઉગેલા છે,
વરસાદથી બનેના ધોવઇને પાક ૮

પીલાં પતઙ્ગીઆં ફરેછે ત્યાં,
ને લીલા તીડ કરેછ કુદીને ગેલ;
ઉગ્યાંછે બાવર ને શુવરે તન,
એક છે સુગંધી, બીજો બિનસુગંધ. ૧૨

બિનસુગંધી છે તે, પણ સુખ્યાલ છે,
કે દૂખી બાવરપેરે સુગંધની સાથ,
માણસના હાથ પર કપાવાની ધાક
તે રાખતો નથી. ઝાડોની માંહે ૧૬

દિસે માલો મરઘીનો ધામમાં ગરક,
પડ્યાંછ તેમાં ઈંડાઓ, જેવાં બરફ;
બેઠીછે મરઘી એક, પાંખોમાં લઈ,
તે બચ્ચાં-ખખડનારૂં ઉમદા નગદ;— ૨૦

નગદ, જેમાં છે તેને એવું તો સુખ,
કે હીરાનું સનેરી કુંડલું, જે,
ધરી રાખેછ કબજામાં શેહનશાની મગજ,
નથી આપી શકતું એક શાહને તે સુખ. ૨૪

# માહરી મજેહ.

## ૧૪

### સાર.

ખોદાની કીરતિ ગાવા માટે ધારા, અંધારી રાત, દરિયા તથા પવનને અરજ.



## માહરી મજેહ.

૨૪

અરે! એ લીલા ને અમ્બાના ધામ!
નગમીથી કર તું તે રમની સેપામ,
નેમાજ તેની ઝગતા દીનન તાહરૂં તન,
લીલોની વચ્ચે કર તેને નમન! ૪

અરે! એ નિશા ને અંધારી રાત!
બધ તાહરી મદુકથી તાગને કાહડ;
આકાશની વચ્ચે ઝળકતા તે ઘર,
ને શાંતિ તેની ગાતા રૂમની તું થા! ૮

તારા નહિ તો તુ તાહરા યાદાને કાહડ,
ને દિપન્તુ કર તેથી તાહરૂ ક્પાર,
સિહા અંધારીને તરફ તુ કર,
ને માન ખરા જીગરથી તેનો આભાર! ૧૨

અરે! ઓ રૂપેરી દર્યા તુ ઉઠ!
ઊછાલાથી તે રબની કીર્તિ તુ ગા,
ભાજ તાહરા જોરને તુ કિનારા પર,
ને બન્દગી ગાતુ એક સિતાર તુ થા! ૧૬

અઓ ઉત્તર, ને દખ્ખણ, ને પૂર્વ, પચ્છમ-
મા રખડતા પવન! ધુપાયનો તુ
ઊડી આર તાહરા રેશમીઓથી મહાર,
ને માન ખરા જીગરથી તેનો આભાર! ૨૦

ઊગતી પેદાશને તુ જોશભરી કર
ને નતુ જીંદગાની તેમા વેહતુ તુ કર
કે ખાદાની બન્દગી કરતી તે થાએ,
ને ધુળને માને તે રબનો આભાર ૨૪

# માહરી મજેહ.

## ૧૫

### સાર.

દોસ્તને વધાવા માટે ફુલનો જમાવ—પાહડની કઠણે ચહડતા ઘેટા —જંગલમા ઉગેલી જુદી જુદી વનસ્પતીઓનો ચિતાર— તે સઘળાનુ પાલણ કરનાર જગપતિ—સુરજનુ નિરન્તર ઉગવુ—ભાઈબન્ધોનો મિજાજને બાર નહિ પાહચવા માટેનો અફસોસ—મુમબઈના "તંગ પીંજરા" થી દુર મેલવાતી કુદરતમા મજાહ



# માહરી મજેહ.

**૧૫**

આવ અએ દોસ્ત માહરા ભલા ને નેક !
ફુલો તોડ્યાંછે મેં તાહરે માટે;
ગુલછડીઓ લીધીછે સુગંધી મેં,
બેવડ બદનની, ને નાજુક નરમ.
ગોલાબ્બી છે માહરી પાસે અખુટ, ૫
ને મોઘરાં ને ચંપેલી ખોલામાં છે,
કરૂં તાહરી ઉપર હું તેનો નેસાર !
ઓસંગી બાગોને પામે તુ આવ,
ઉભાછે ફુલ, તુને લેવાને અહિં,
ખરે પગ દાદલીના સાંકા ઉપર; ૧૦



ઉઠાવ્યુંછે ચાંપાંએ ઝરીન[1] બદન,<br>
કરેછ તે સુગંધથી તુંને ઈજન;<br>
નાહનું એક ઘાસોમાં ખડખડ હંસેછ,<br>
ટોળું એક ઘેટાંનું દૂરમાં દિસેછ;<br>
કોઈ જુના જમાનાની દેવાલ ઉપર, ૧૫<br>
પીઠ ઉપર કોટલાંને ઘસડતી ગાય<br>
ગોકલ, જે સુસ્તીથી ચહડતી દેખાએ,<br>
તેજ રીતે ધીમે ને નમલે કદમ,<br>
ચહડેછ તે ઘેટાંઓ પાહડની કઢણ,—<br>
કઢણ, જેની ખરબચડી બાજુ ઉપર, ૨૦<br>
ઉઠાવ્યાંછે ઘામોએ સુનેરી સર;<br>
ઝુમાવીને તનની સુનેરી સલી,<br>
જોયછે તેઓ નીચે વાંકાં વલી.<br>
સુરજ નાખી રોશનીનાં ઝાંખા કિરણ,<br>
પામશે દર્યા અંદર ડુબતો મરણ ૨૫<br>
સનોબરના છાંયાનાં રાક્ષસી કદ,<br>
રગ આપેછ ઘાસોને ઘાડા ને ઘટ;<br>
ઊઠાવેછે નાગફેણી પાતરાંની ધાર,<br>
સુકાયલાં ઘામોથી જોશભરી બહાર.<br>
ઉછાલીને પેર ઉભી પેરડી ટટાર, ૩૦<br>
ટાહડ અને તડકામાં, સાંજ ને સહવાર;<br>
અકસ્માતથી જંગલમાં વસતી તે થઇછ,<br>
બાગ ને બગીચાથી ખરતી તે થઇછ;<br>
બિનજતનથી જંગલમાં ઉગી છે તે,

1 સોનેરી.

માલી તેનો જગતનો મહાપતિ છે; ૩૫
અણદીઠો જે કરેછે તેનું પાલણ,—
પાલણ, જેની આગલ મનુષની જતન,
ધરાવતી નથી, એક જવનું વજન.
છે તેના હાથોમાં એવો તો જશ,
કે પુરેછે તે સુકી રગોમાં રસ, ૪૦
ને કરમાયલાં ઝાડોને કરેછ ટટાર,
વાંઝણી હાલતમાંથી કાહડેછે બહાર;
લટકાવેછે તે ઉપર ફલોના ભાર,
સન્નેરી, પીલા, ને પાકટ, તૈયાર.

આલસઇને તજીને દરેક સહવાર, ૪૫
ઉઘાવેછે સૂર્ય સૂન્નેરી કપાર;
નાહસેછે તે આગલ અંધારી રાત,
તુટેછે કિરણથી તેનો કાલાસ.
હસેછે ચોમેર લીલોત્રી ને ઘાસ,
કરેછે શુકરાના તે પર પૈદાશ; ૫૦
માલાઓને તજીને ચલ્લીઓ બહાર,
નિકલીને માનેછે તેનો આભાર;
ગરમ તેની ગરમીમાં મેલવેછ આરામ,
ઘસડતી ચાંચોમાં દાતારી નામ;
લટકતી ઉભી રહેછ અદ્દર આકાશ, ૫૫
રંગીલાં પીછાંમાં કરતી સેપાસ;
લેયછ તેનાં ગાયનમાં ઘોધવાઓ ભાગ,
ઉછાલીને પાણીઓ વેહતાં અથાગ;

મારેછ તેઓ ચ'લી પર, વહેતા, પોકાર
"ભાગનતી તુ કે ખોદાને દ્વાર ६०
પોહચીને માનેછ, તુ, તેનો આભાર!
આભાગ્યાછે હમારા એવા નસીબ,
કે કેદીની માફક આ જમીનની સાથ,
બધઇને પડેલા ધરતીને હાથ.
પથ્થરમા થઇગએછે એવા હલાક, ६५
કે ઉડીને કરવા તે રબની સેપાસ,
પોહચીને દેહ તેના દરબાગ્ન પાસ,
છઇએ નાચાર"
 ફુલોની પાસ,
પખી જેમ બધમાથી થયલુ ખલાસ,
ખુદ હાલત પર સતોષથી ગાનુ કરે, ७०
નમુરી[1]ના વેલો પર દોડતુ દરાઝ,
તે મિસાલે, આએ માહરૂ, હરખથી, દિલ,
તગ મુબ્હના પીજરાને તજીને અહિ,
ઉભાતુ ખૂશીમા સુખ વારે ગાયછ

કેઈ કેઈ ચહીઓના માવા હશે ७५
આ ઝાડોની માટે, જે ઢગના વલી
ખીણોમા પડેલા દિસેછ હેઠાણ,—
ખીણો, જ્યા વસેછે કાગેરી લોક?
આગેજ વખતે કાબર ત્યા દોડતી હશે,

[1] મુખ મગરનો ઝાડ પર પથરાઈ રેહનાર એક વલા

અથવા તો બરમોલ[1] ત્યા ડાહલો ઉપર ૮૦
ફુલોમે ચ્યાંચોને ઘસતુ હશે,
ઝાડી વચ્ચે લટકતી વહેનોર ઉપર,
લેવી પખી દૂરમા ત્યા ઉડતુ હશે,
અથવા તો તીતરની થતી હલાક,
ફુધેરીના વેનો પર દોડતી હશે, ૮૫
પાણી વચ્ચે પાણીની કરતી ફર્યાદ[2]
અનર્યા ઘુવડનુ નથી ત્યા રાજ,
નથી તેનો ડરામણો નાપાક અવાજ,
સો વરસના મારામા ધ્રુજતી દેવાન,
ઘરડી, ને જુની, ને પુરાણી ખખ, ૯૦
કરશે ફકત તેનો નાલા'ક[3] સભાવ

---

૧ જેને સાધારણ રીતે લોકો બુનબુલ કહેછે તને ગુજરાતના ગામડાઓમા બરબોલ કેહવામા આવછે

૨ તીતરની વિષ એવા વહેમ છે કે ગમે એટલુ તે પાણી પીએછ પણ તે સઘલુ તેના ગલામાના એક છિદ્ર વાટે બહાર નિમ્સી પડેછે, અને સદાનુ એ પ ખેર પાણીને સાર પોકાર મારતુ રહેછ

૩ નાલાયક

# માહરી મજેહ.

## ૧૬

### સાર.

કવિતા લખવામાંજ સમાયલું આ દુન્યાનું સુખ—એક ખરા કવિનું કામ—કવિના હાથમનું કીમ્યુ—કવિની જાહલી શક્તિ—દુન્યાની લાલચોમાં જકડાયલો માણસ—ફિસાદથી આ દુન્યાને મલતું દોજખનું રૂપ—રસ્યન તુરકી લડાઇથી નીપજેલા પરિણામ—ઢગારી દુન્યા—બેચાર દાહડાની દુન્યા—સિકંદર બદીકનો મોકતથી નહિ મળેલો છુટકો—તેના મરણ પછી ચાલેલી તેના રાજની લુટ.



# માહરી મજેહ.

૧૬

કલમ ધરીછ હાતમા, પણ ચાલતી તે નહિ,
દવા છે દાબડીમા, પણ ઊંઘડતી તે નહિ,
તો કેમ કરૂ જુદાઈના દુખનો એલાજ,
કવિતા! કાહ[1] ભરાઈ બેઠીછે આજ?
રે! જફા ને દુખથી ભરેલી આ જગ, ૫
જુલમ-લોહી દોડેછ જેની રગેરગ,
તે એ ખાતર છે માહરે મનથી સ્વરગ,
બાકી તો છે તે ગધોની બેશક!
કવિતા લખવી, ને ચાહવાનુ સુખ,
એ બે મલ્યા મહને ત્યા બીજી શી ભુખ? ૧૦

૧ ક્યાહ

મધપુડાની પાસે મધમાખીઓ જેમ,
સુંઢોમાં ઘસડીને લાવે સુગંધ,
ને પુરે સુદ્ધાં મીણમાં મધનો મિઠાસ,
તેવુંજ છે એક ખરા કવિનું કામ,
જે આસમાન, ને જમીન, ને હવા, ને આબ- ૧૫
માં ચહડેછ, ને ઉતરેછ, ને શોધેછ મિઠાસ,—
મિઠાસ, જેથી બનેછે સુકા સખુન,
લુખાસને તજીને લેહજતથી તર.
છે કવિના હાથોમાં કીમ્યું એવું,
કે અથડે જે હલકી કથીર તેની સાથ, ૨૦
તો બદલે તે કથીરની સુન્નાંમાં જાત,
ઉગતો, જે રીતે, ઉગમમાં આફતાબ,
સોનેરી કિરણથી દરેક સહવાર,
ધરતી પર ઢોળ આપી કીમ્યું કરેછ
દેખીતો હોએ સખુન હીણો ને રદ, ૨૫
પણ કવિના હાતમા છે સુન્નાંની રજ.
તારો જેમ આસમાનમા અંધારી વચ્ચ,
બરઓના સાંકાની વચ્ચે ઝબે,
વેરાન જગા ઉપર દેતો ઝબક,
તેવુજ છે એક ખરા કવિનું કામ, ૩૦
જે બસેછે એખયો ને ઝબેછે તેજ,
સુખ આપી દુખીને કરતો મધન.
છે કવિની શક્તિમાં એટલુ જનુન,
કે સુરજ જે જગે નહિ પોહચી શકે,
ત્યાં સખુનનો જોર તે વગ્યો ઘમે, ૩૫

આનતી અડચણો તે આગલ ખસે<br>
વાદલ જેથી ફરેસ્તો ઘોમેઘો રહે,<br>
કવિ ત્યા કલ્પનાથી પોહચી શકે<br>
કવિતામા છે એવી ઉત્તમ મન્જેલ,<br>
દુન્યાની લાલચના બધોની માહે, ૪૦<br>
છકડાઇને પડેલો કીડો માણસ,<br>
ખરી તેની ખૂબી કવગીત ને કદીર,<br>
ખરા તેના જનુનમા ભોગવી શકેહ<br>
બાધીછે લાત ઉપર તેના એવી,<br>
પીવાસી સુન્નાએ ભારી જઉર, ૪૫<br>
—સુન્નુ, જે છે લોભ ને પાપોનુ મૂલ—<br>
કે બુજવા કવિતાની ખરી કદર,<br>
મૂરખ માણુસ નથી પામતુ ગુજર<br>
દુન્યાના લોભમા તે ગુટેલુ રહેછ,<br>
ફરેબી ફંદમા તે ચોહટેલુ રહેછ, ૫૦<br>
જ્યાન તથા જુલમ, ને મકર, ફરેબ,<br>
બદી, ને ફસાદ, ને ચોરી, ને લુટ-<br>
થી કરેછે પૈસો તે પીનો જમાન —<br>
પૈસો જોરાવર જે બેહેસ્તનુ મકાન-<br>
બી ખોટલુ કરે ધરતીને વગ, ૫૫<br>
રેહવુ હોએ જાણે કઈ લખ્ખો વરસ,<br>
તેમ કમીની અક્કલનુ માણુસ મૂરખ,<br>
કરેછે હજારો ફંદ ને ફરેબ,<br>
બદીમા પડવા નહિ રાખતુ દરેગ<br>
શેતાન્યતી કામોથી સોહામણી જગ ૬૦

કીધીછે તેણે એક જેવી દોજખ,
ધુન્જાવેછે તે તેના ધડપણે દાડ,
વેહવારેછે તે ઉપર લોહીઓની ધાર,
સુલેહ સારૂ સરજેલી તેની સપાટ
પર ઉદાવેછ ફિના, ને જંગો, ફેસાદ, ૬૫
ઘસડી જાયછે તોપોને પાહડો ઉપર,
ધુન્જાવેછે ધોધાટથી તેમના શિખર
કીધી લોઝી રસ્યાએ તુરકાન જમીન,
એજ રીતે લોહીઓના મારમા રગીન,
છોડી દીધી તે પર ડરામણી લડાઈ, ૭૦
યાદ જેની જમીન પર લોહીથી લખાઈ;
માણસોથી માણસની ખૂનરેજી થઈ,
ઘોડાઓની નાળોમા ધરતી ખોદઈ,
બાપ ગીયો બેટાના હાથ પર કપઈ,
બેટાઓની ધારો પિતાઓથી યઈ, ૭૫
માણેસોના ઢગમા દેવાનો ડુબી,
જમાનાના મિનારા પવા તુરી;
ભાલાઓની અણી પર, દોડતા સવાર
વીંધાએને ઉચકાએ, ત્યા નાહસતા નાચાર;
તોપો વળી ઊપી, ને વાલગાઓ ત્યા, ૮૦
રડી નાખે જમીન પર લોહીના આમા,
કપઈ પરા ઘોડાઓ ત્યા હારેહાર,
દબાએ જેના બાર હોય મરતા મવાર,
કરે મરતી તરફીની બૂમી રદન,
વિતુ તે પર અજબ એક બુડુ વિપન ૮૫

મલશે આગ્યે જગતમાં એવા ઘણા,
ઢોંગની મદરેસામાં એવા પ્રવીણ,
ઠગાર રીતિમાં એવા ઉસ્તાદ,
કે ભલા ધનેતરને હથેલીમાં ચાન
દેખાડવા નહિ ચુકે, જેઓ હરગીજ. ૯૦
ઢોગી ધતુરાથી દુન્યાનાં લોક,
કરે એવી અશોઇ ને નેકી ધારણ,
કે ખરી પવિત્રાઈના સાધુ આજે,
જોયાં હોએ સાલ જેણે એવડ પચાસ,
ને ધડપણમાં અશોઈથી બનેલો પાક, ૯૫
તવક્કલથી ખોદા પર બેઠેલો હોએ,
દોડે શક તે પરબી સખત નજર.
ગરડી આંખવાલી શીલસુશી તેજ,—
જે ચીવટ ને મહાભારત વાતોના ગાંઠ
તુટવાને તગ, જેવી સેહલાઈ— ૧૦૦
થી એરવે સુકાં પાતરાં ઝાડોમાં જઈ—
ને દોડેલો પવન, તેવી સેહલાઈ—
થી છુટા કરે,—તે પણ હરગેજ
ખરી તેની ખુબી નહિ પામી શકે,
ને માને તે અશોઇને ખરૂં મકર, ૧૦૫
કરી શકની તે ઉપર રાંડી નજર.

રાત થાયછે દિવસની પાછલ ખરામ,
અંધારી રાત પુરે દાહરો ખતમ;
નિરતર એ રીતે દાહડો ને રાત,

એકકની પુઠે છે દોડતા હૈયાત, ૧૧૦
એ ચક્રના મારામા સેકડો હજાર
દલઇને થયાછે મોઅતના શેકાર,
નહિ રેહો ત્યા કોઈ જમાના તનક
આવ્યા, ને ગીયા, કઈ સેકડો અબજ,
ચોહરી, ને પોહરી ને ફરતી, ને ગોન, ૧૧૫
ધરતીબી જેઓને નાખવી પડી,
તેઓ પણ એ બીલસ જમીનનો વગ
પોતાનો કેહવા નહિ થયા સામર્થ,
માયો નહિ જગમા સિકદરનો પગ
પણ સમાયો મરતા એ બીલસને વગ, ૧૨૦
આએ કામ જે લખેછે તે પર હરફ
અને કે તેમા સિકદરની રજ,
ધીર તેની છોડીને, ચોહરેની ટોએ,
જોકે તે હતો એક શાહોનો શાહ
અએ ધનવત ને બળવત અએ સિકદર શાહ! ૧૨૫
મન અને બન તાહરૂ બોહલુ ને મહા,
કાહ અને કેમ આજે થયુ તબાહ?
ચમની ગિરદ આજે થયો તુ કેમ?
અગમચેતી ઊપર તું રેહો ગરર
કે સોનાનુ આબ અને લોખડ-જમીન, ૧૩૦
અને એ રીતે મોજેજો જે દીન
તે દીને આવે ખુદ તાહરૂ મરણ,
ને બોલ્યો તું એ રીતના જુદા વચન
કે ‘ સોનાનું આબ અને લોખ- જમીન

બને એ થતું કંઈ સોખું નથી, ૧૩૫
તો મોહતને માહરાં હુ જોતોજ નથી."
પણ આવ્યો જ્યારે તાહરાં મોહતનો હિંગામ,
કીધી તેં જમીનને લોહડાંની એમ,
ને આસમાનને કીધુ તેં સોનેરી એમ,
કે પથરાવ્યું તેં તાહરૂં બખતર જમીન, ૧૪૦
ને નાખ્યું તે પર તાહરૂં બાદશાહી બદન;
ને ધરાવી એક ઢાલને માથાં ઉપર,
કે સુન્નું તેનુ કરે સૂરનાં કિરણ–
થી તાહરો બચાવ. જ્યારે એ રીત,
સોનાનું આભ અને લોખંડ–જમીન ૧૪૫
બની, કે સુંઘારો લેતાંને વાર,
ઉડી ગયો તનથી સિકંદરનો જીવ,
મરીનો હગ થઇને પડ્યો હેઠલ,
હતો જે શાહ, થયો કીડાનો ભખ.
લીધા મેહનતથી જે તેણે મુલક, ૧૫૦
લુટી ચાલ્યા સરદારો તે બેધડક;
ચાલ્યો એક, પગ ઝુંટી, જો એક તરફ,
તો માથું ને હાત લુટે, બીજો, ઝડફ;
મારી પેટાં પર જો એકે તરાપ,
તો બીજે પાંસરી તોડી ચાલ્યો શેતાબ; ૧૫૫
લોભમાં છે એ રીતે દુન્યા ગરક,
મોહટાના મુખમાં છે નાધલો ગરપ.

# માહરી મજેહ.

## ૧૭

### સાર.

વાદળથી ઘેરાયલા સુરજ તથા આથમતા સુરજ બેનો દેખાવ—દુરથી દિસતા ઝુંપડીનો દેખાવ—અંધારી રાતનું વર્ણન—કવિનો હુનર—પહેડ ખાડ અને ખીણોમાં મળતી મઝાહ



# માહરી મજેહ.

૧૭

પાણીઓથી લાધેલા વાદલોથી,
હોરમજદી આખ[1] જયારે છુપેલી હોયછ,
ત્યારે હેઠાણુમા કેવુ એકાત
ને ચુપકીદ હોયછ, તેવીજ મિસાલ,
પશ્ચિમમાં સૂર્યના ડુબવા પછી, ૫
સુસ્તીમા પડી હોએ કુદરત બેહાલ,
તેવી તે ચુપ અને મુગી મતર
દિસેછે હાલ. દૂરમા એકાત,

---

૧ અવસ્તામા સુરજને "હોરમજદની આખ" એમ લખેલો છે

મુબઇને ઘેરતો અરબ્બી સાગર,<br>
મુબઇની આથે, હોલીમાં લેઇ, ૧૦<br>
દિસેછે એવો તે નાધલો ને તગ.<br>
દોરા પેરે દિસે, અંતરથી નાજુક,<br>
દર્યાની છાતી પર ઉડેલાં દોલ;<br>
ઉડે ત્યાં કાગ, તેનાં બારીક બદન<br>
મળી જાએ હવામાં ઉડતાં ગગન; ૧૫<br>
ચશમ માહરી તે પર ફોકટમા તણાએ,<br>
પણ જોતા, નહિ જોતાં, તે આણુદાય થાએ;<br>
કેટલાએકો આએ માહરી નજદીકીમાજ,<br>
સિદા પાંખો સાથે લીધોત્રીની વચ્ચ,<br>
કુદતા દેખાયછ; અધારી રાત, ૨૦<br>
સામનેના પાહડ પરથી, આવતી દેખાયછ;<br>
સુરજ જાણે આવીને પાછો શિકસ્ત<br>
તેને આપવાનો હોએ તેમ બીકણ કદમ-<br>
થી પાહડને મથાલે તે સરતી દેખાયછ;<br>
ડુબેલા સુરજના રહેલા કિરણ, ૨૫<br>
મુશકેલીથી તે સામે ટકતા દેખાયછ<br>
આએ વખત છે એક ખરા કવિને મન,<br>
કવિતાનો નાદર સુચવનાર ઊદમ,<br>
શેહરી ઘોધાટો, ને ગડબડની વચ્ચ,<br>
ચુથી નહિ શકતુ કવેતને મગજ ૩૦<br>
ચિતારો જેમ કેનવાસ પર પાડવા ચિતાર,<br>
બારીકીથી ચહડાવે રગ ઉપર રગ,<br>
ને મનની ઊતપતિથી ચીજને આકાર,

ને આપે સૂરત, તેમ એક કવિ
વિચારો પર વિચારને એકઠા કરી, ૩૫
વેહચી નાખી તેઓને જોડતી જગે,
પેદા કરેછ, ભાત, અને તરેહ, ને રંગ–
થી, મનને રીજવનારા ખાનેસ વચન
કમીનુ તણુખુ એક કવિને હાથ
ધરેછે એવો તો ભપકો ને દાદ ૪૦
કે હેરત થતા મનુશની તે પર નજર
જાદુઈ જોરે ચોહડીને, વનગેની રેહછ,
પાતરા પર લટકતુ પાણીનુ બુંદ
પેહરેછે એવો પોશાક તેને હાથ,
કે રાણીની છાતી પર ઝનતુ જહવેર, ૪૫
સવાસ સાથે ઉપર ને નીચે જતુ,
નવી તેની પેર, સુકેલુ પાન
ધારણ કરેછ તે હાથે એવા મરોડ,
કે સખુનમા વાચીને તેનો ચિતાર
હુમાપાયા–ખૂબી[1]મા માણસ હસેછ ૫૦
જમીન પર ધસડાઈને જતો વેનો,
ખુબદી એવી તેને હાથે પામેછ,
ને ઝેહરી કિના તેના એવો મિઠાસ
ધરેછ તે હાથ કે જગતની માહે,
દુન્યાથી ન્યારો તે મસ્તો હોયછ, ૫૫
ચાયછે મનુશોમા જાણીતો તે

૧ હુમાપાયા બેહસ્તમ ગુજરતા રસ્તાને જે ખુર ની ઉપજેછ તેવી ખુરાકી.



21

દામે જેના હેતથી એક બાનમને માએ,
ને ધકધમતી છાતીથી તેની ભણી,
હરખભરી થઈને, તે નેહાનીને જોએ,
તેરી ખુશાલી ને હેત, ને હરખ– ૬૦
થી, કવેતની બુજેછે જેઓ કદર
ધમધમતી છાતીથી વેનાને તે,
ધર, અને ધ્યાન, અને શુદ્ધિ, ને ભાન–
થી નેહાનીને જોયછ
પક્ષી પતગો ને ડુંગો રગીત, ૬૫
પાતરાઓ લીના ને ચુકેત પાણી,
પાહડોના ભસા પર ભમતો પવન,
બનુ સોનેરી ને પીલુ ગગન,
આપેછ એક મવિને એવો ઊદમ,
કે રાત અને દિવસ તે રહેછે મધન, ૭૦
એ સુખોમા સાત, તોફાની રાત
આપેછ એક કવિને એવો ઉમગ,
કે પડતા પાણીઓ ને ફુકતા પવન,
મનુષોને જ્યારે હેમતથી ભરેછ,
કવિ ત્યારે કલ્પનામા ઘેનો બનેછ ૭૫
સુખ તેનુ માહડેછે એના વચન,
કે ખરા સિક્કા પેરે તેનું ચલણ
નહિ પામતુ અટક, તે મધુર વચન,
મનુષોના જીગરમા જહવેરની પેર,
લટકીને રહેછ દુન્યા તમામ ૮૦
એક પલામા મેન, ને બીજાની માહે,

ખરી કવિતાના નાદંર વચન,
તરત તું જોશે, કે પાછલું નમી,
જાતિ ખુબીઓમાં, હેઠું જશે;
કાંટાના લોહડાંના સલ્યાની સાથ, ૮૫
બિનવજને, પેહલ્લું અથડતુ થશે.

આએ ખાસેસ, ખૂબસુરત, ને સોહામણી જગ,
આએ ધરતીનો તાસ્તો, આએ રગીલો વગ,
આએ ચોહરી,ને પોહરી, પથરાયલી જમીન,
પાહડ, અને ખડક, ને ખીણોની સાથ, ૯૦
રંગ, અને રૂપ, અને રાગોની માંહે,
આપેછ મહને આનદથી નિર્દોષ ગમત,
ચહડાવીને જોશ ઉપર તનનું રગત.
ખુશાલીમાં જોતાં આએ પાહડોની ગમ,
નિકલી પડે આંસુઓ આખથી નરમ, ૯૫
જેવી સરલતાથી તેઓને તન,
ખડકોથી નિકલીને સરકે જહરણ.
ખશીજર્યા તને પાખ ફફડાવી ત્યાં,
શીતલ શિખર ઉપર ચસ્યુ ઉડેછ;
મલ્યાછ તેની પીઠ ઉપર રગો અજબ, ૧૦૦
વણેલોછે જાણે ચિકનમાં કસબ;
ડાહલીઓ પર ગાતું તે હગેછ ચશમ,
હોએ જાણે હીલતું એક પાનરૂ નરમ;
સાચ તેની છે નાધલી, બારીક, ને તંગ,
પણ અપુટ છે ત્યાં એવા રાગો અમૂલ, ૧૦૫

કે ઝાડ, અને પાન, અને ફુલ, અને ફલ,
વલેલાં ઘાસો, ને ઝુમાતા વેલ—
જે, ઝાડોથી લટકીને પડતા હેઠલ,
જહવેર જેવાં ઝલકતાં ડિલાંઓ સાથ,
નાઝુકીથી હીલીને હેરેતું જલ, ૧૧૦
વાંકા વલી ચુસીને પીતા દિસે,—
વેલાઓ તે, અને ફુલ, અને ફલ,
ખીલેલા ઝાડો, ને ઉગેલાં પાન,
મધુર તેની વાણી પર નાચતાં બનેછ;
ધરેછ પાણી પથ્થર પર હલકુ કદમ, ૧૧૫
નાચતી ઓરત પેરે સરતું નરમ,
ને પાહડો પર પછડાઈને પડતો પવન,
ભુલી જઈ પોતાનુ જાતિ જનુન,
નરમીથી લેહકીમાં બદલાતો જાયછ



# માહરી મજેહ.

## ૧૮

### સાર.

કુદરતની લીલા જોવાથી આવતો હોરમજદનો ખ્યાલ—હોરમજદ સાથનો મેલાપ—તેની હસ્તીની ગવાહી—તેની કરવી જોઈતી ભક્તિ—તારાઓમાં વસ્તી નથી એવા વિચાર ઉપર મુલાહમત—સાંજની વેલાએ એક ટેકરીનો દેખાવ

અને તેણે આએ માહરા મહોડા અંદર,
સવાદને પારખંતી ગોશ્તી જબાન,— ૩૦
જબાન, જેમા વાચાએ કીધુ છે દાણ
મિતર માહરા તેણે આ કીધા બે હાથ
મદદને સારૂ, જે છોડે ન સાથ;
વફાદારી સાથે તે મિતરો બે,
ચોહગીને રેહાકે વલગી મહને ૩૫
તુ નહિ તો કોણને હુ પૂજું ખોદા?
તુ નહિ તો કોણની હુ કરૂ પૂજા?
તુ નહિ તો કોણ માહરો કરશે બચાવ?
તુ નહિ તો કોણ માહરી સાભલશે રાવ?
તુંમા ને તુમાં મુજ આશા તમામ, ૪૦
અટકીને કીધુછ ત્યા તેણે મુકામ
અરે! જ્યારે આફતે માણુમો તગ
બને, ને બચાવનો દિસે ન બગ,
તે વખતે કોણ તેની કરગે મદદ,
સિવાએ તું, યારી આપનારો રબ? ૪૫

મેં તુને પૂજ્યો ઓ હોરમજદ ખોદા!
કે તું મહને છોડશે નહિ દુખમા કદી;
મેં તું પર આફતમાં મેલ્યો આધાર,
ને ટાલ્યો તેં મુજપરથી આફતનો ભાર;
મેં મિજનથી કીધી તું પાસે ફર્યાદ, ૫૦
ને આવ્યો તુ ઝટ માહરી કરવા મદદ;
મદદ સારૂ મેં તુને બદગીથી યાદ

કીયો, ને સુણ્ય તેં માહરી ફર્યાદ.
તેં દુખ માહરાં તનપરનું નાબુદ કીધું,
મરતું તેં તન માહરૂ સાબુત કીધું  ૫૫
આજે મધુરાં વચનમાં રમતી કલમ,
સદા તાહરી તારીફમાં, રેહશે મક્કમ.
તારીફ તાહરી ગાવાને માહરી જબાન
પટકશે પોતાનુ તન અને જાન;
પુર તાહરી બુલંદી ગાવાને તે  ૬૦
તૈયાર, ને રેહશે, સદા, ઈનનેજાર.
મૂરખ કેહછે એમ, કે તારાઓ તેં
ફોકટમાં કીધા નિરઅર્થક પેદા,
ને જમીનના મહાભારત ટુકડાઓ તે,
બિનવસ્તીથી ઉજડ ને કીધા વેરાન;  ૬૫
પણ નથી તે મૂરખને એટલો વિચાર,
કે કીધી તેં ધરતી આ જીવજંતે પુર,
તો દૂરના સેતારા જે કીધા તુએ,
તે વિષે કેમ કરી બોલાએ વચન,
કે જીવજંતો તે જગે વસતાં નથી?  ૭૦

મોપાણીના જેટલો એક ભરીનો ભાગ
નથી કીયો તેણે બિનવસ્તી વેરાન,
અને તેણે પોતાની કમાલને,
ઝીણું એક પાણીનું ટીપું ખુદ
કીધુંછે દુનિયા એક વસતીથી પુર,  ૭૫
તો તારા, જે આ બોકરી જમીનો છે,

લીલા રગમા પીલી છાટોને લઈ,
સા મોહસબી ઝુમેછે ઘહલો ઉપર;
ને સી'ધુ દ્રેસીના, સોગત ને શાન-
મા દેખાડે તન ઉપર લશુસી પાન,
જાણે તેના થડ ઉપર ગોઠવેલા હોએ, ૧૦૫
લડાઇની યાદીના બાવા અણિયાલ
જોતા નીચે, ખીણોમા પડતી નજર
શોધી કાહડે ગામો નીચાણમા એવા,
ટોપલીઓ જેમ ઉંધી ગોઠવેલી હોએ,
અથવા તો દિસે તે એવા હેઠાણ, ૧૧૦
હોએ જેવા બન્ચાના બાધ્યા મકાન
માણસ દિસે ત્યા જેવી કીડીઓ નહાન,
મરોડીના ઘર આગલ ફરતી નીચાણ,
અને જાણે ઉદ્યોગમા, દાણાને ઘર
ઘસડીને, સધરતી હોએ તે અદર ૧૧૫
પખેરાઓ કોઈ કોઈ ઉડ્યા ચોદશા,
મધુર્યા સ્વરોથી ધુનવે તે ખીણ
છે પાહડોની બાજુમા લીસા ઢલાન,
સરે જો ત્યાથી કોઈ કમબખ્તનો પગ,
તો પડે એવો તે હેઠે ખીણની અદર, ૧૨૦
કે હાડકુબી એક તેનુ નહિ આવે હાથ,
રહજડે તેના હાડકા બિનકિરિયા તે વગ,
નહિ સગુ કે વાહલુ ત્યા મરતી વખ્ત,
નહિ તેના કાનમા મેવટની અરોમ,
કે નહિ તે પર ભણતનનુ શુણગાર બલ, ૧૨૫

નહિ તે પર કુત્તરની સેવટ—ચરામ,<br>
કે નહિ તે પર મોબેદની પેવંદી જોડ;<br>
બને તે વાથ અને વરૂનો ભોગ,<br>
નહિ તેનો દાહડો, કે દીસો, કે રોજ;<br>
બિનમિતર, બિનસગું, બિનવાહલું, કે જન, ૧૩૦<br>
બીહામણી તે ખીણુ અંદર પામે મરણુ.



# કવિતા-વાણીની બક્ષેસ તું કર!

તે દાહડે હું બેઠો'તો દરિએ કિનાર,
જોવાને કુદરતનો રંગીન ચિતાર,
ઉગી જ્યારે ઉગમથી આપી સહવાર,
જોડી દિલના ઉભરામાં ત્યારે મેં આ
નીચલી કવેત તે માભન વચન — ૫

નમન! નમન! તુંને મોહટા ખોદા!
તું જે હતો છે, ને રહશે સદા!
હું તો છું મીનો, મિસ્કીન, ગદા,
નાધની એક ઝુંપડીમાં પડ્યો પેદા,
હું જરથોસ્તી પચોછું ગુરણ ઉપર, ૧૦
કવિતા-વાણીની બક્ષેસ તું કર!

દુનિયા તો જુદી ને છે બેમરવત,  
આપેછ તે હર રીતે મહને વિપત;  
ચોમેરથી ફુંકેછે ઝેહરી લપટ,  
લુટાયછે ધોળે દિમ માહરી ઈજ્જત, ૧૫  
લોક બોલી કરેછે જખમી જીગર,  
કવિતા–વાણીની બક્ષેસ તું કર!

કવેતમા ધપકતુ કર આ મગજ,  
કે રગીન તે એનમની ઉંડી સમજ,  
વિખરાતા વિચારો એકઠા કરી, ૨૦  
કાગજ પર ગમાવે ઉકતા ધરી;  
દુખના ઉપાયમા શું એથી બેહતર?  
કવિતા–વાણીની બક્ષેમ તુ કર!

સમજ્યો જેને હુ માહમે મિતર,  
નિકલ્યું તેનું તો કોહેલું જીગર, ૨૫  
બેદરત હતુ માહરે તે ગયુ ફરાર,  
નિકલ્યો ગંધ જે સમજ્યો અત્તર;  
બુરા એ સાતકમા હાથ માહરો ધર,  
કવિતા–વાણીની બક્ષેસ તુ કર!

ચાહુ કે ચાહીને હું પાછો ચહવાઉં, ૩૦  
પણ મેહેનત તે માહરી અકારત ઠરી,  
ચાને નહિ જે વખર મહને પડી,

તરછોડી-ચાલ્યો તે મહને છોડી;
ખુરાં એ સાંતકમાં હાથ માહરો ધર,
કવિતા–વાણીની બક્ષીસ તું કર! ૩૫

છાતીસે દાબી જે ચુમતો સદા,
સમજે તે હવે એક ખરી પીડા;
ચાલી જાણે ગરીબડો હું મારગ સર,
તો ખાખા ને ખીખીથી વીંધે જીગર;
બેવફાઈનાં દુખની મટાડવા અસર, ૪૦
કવિતા–વાણીની બક્ષીસ તું કર!







# જુદઈનો દંખ.

ઉગી પાહડના માથા પર ઝાખી સહવાર,
સત્તાપુાના સૂજાનો દેતી સણગાર,
મેલવતી ઝરાઓમા નર્મ કિરણ,
વર્ષેઠ દેવી આકાશે સૂના-વરણ!
દિસેછ ચોમેર કેનો ખીલતો દેખાવ! ૫
વચ્ચે પેલુ રૂપેરી મરોનુ નાવ,
દરિયાની છાતી પર ધીમુ વધેછ,
રૂપેરી દરિયા પર રૂપેરી તે
મરમરતું સરોમા ગસ્નો ધરેછ
હજાર દમ હજાર રીને કુદરત હમેછ, ૧૦
પણ જુદઈનો દખ મારૂં નિત્તર ડમેઠ!

મેહરાઓમા વાગેરે દેહરાના માર,

જગાડવાને સુતેયો પુજ્ય મહાદેવ
નાલિયેરી પર ચહડોછે ભડારી હેઠ,
તાડી સારૂ છેદવાને પોગી[1]નુ સર; ૧૫
બેસેછ તે ગોઠવઈને જાહવલી ઉપર,
ને ઉડેછ તેની ચોપાસે પોધાડી કાગ;
ઘડિયુ તેની બાજુ પર લટકેછે હેઠ,
અને તેના હાથ અંદર કોર્હતુ છે એક
લીસોત્રીનો છે કેવો ચોમેર દેખાવ! ૨૦
ને હજાર દસ હજાર રીતે કુદરત હસેછ,
પણ જુદાઈનો દખ માહરૂ ભિત્તર ડસેછ!

પીલી, રાતી, લીલી, ને ધોલી દિસે
ચક્લીઓ ડાહલીમા કરતી ગમત,
ભમે તેની પુઠ ઉપર પોહચેલો કાગ, ૨૫
તરાપ તે પર મારીને કરવા ખોરાક
છે મઘમઘતા ફુલો ને પમરતા વેલ,
છે જે પર કુદરતનો પચો સુગંધ
ઝુમેછે ઝાડ ઉપર માણુક–કલી,
ને પારમતી–ફુલોની જો તુ સખી! ૩૦
હવા કેવી લાવેછે ફુકતી સુગંધ!
ને હજાર દસ હજાર રીતે કુદરત હસેછ,
પણ જુદાઈનો દખ માહરૂ ભિત્તર ડસેછ!

[1] નાલિયેરીની ઉપર નિકલનો અણીવાલો દાડો, જેનુ માથુ કાપવાથી અંદરથી તાડી નિકલે છે એ દાંડો નમર છેડવ રેહવા દીધાથી વાઢીને અંદરથી નાલિયરીના ઝુમખા ઉગેછ

અંદુસરીનાં ઝાડ ઉપર ખોલનો પોપટ,
લીલા રંગમાં લીલો ખુદ ભેલેછે રંગ. 35
તમામ તને ફુલ ઓરવી ઉભો ગુલમોહર,
છટકાવેછ જમીન પર પોતાનાં ફુલ;
કાહડ્યુછ તેણે જમીન પર ઉપસેલું પડ,
રમેછ જે પર છોકરાંઓ સાંજની વખત;
બેહોછ તે જમીનમાં ચોંહટીને જડ, 40
ને નિરાંતથી મુગો તે ફુલમાં હસેછ,
નથી પડી તે ઉપર દુનિયા-વિપત્ત.
અરે! અરે! કેવી આ કુદરત હસેછ!
પણ જુદાઈનો દખ માહરૂં ભિત્તર ડસેછ!

ધુણ્ડ વાગે જલ-ગરદન પીતલનો ઘાંટ, 45
પાણી પીવા તલાવમાં હોડો તે જાયછ.
અવાજે છતાં કેવું દિસેછે શાંત!
જો! પેલો વાદલમાં ઉડેલો પાહડ,
સુખથી પેટું જેનું તડકે હસેછ!
પર્વત તે ઊંચાથી ઉતરીને હેઠ 50
જોતાં, છે ત્યાં એક પડેલી ખીણ,
જ્યાં જાત જાતનાં પંખેરાં ગાયછે હલક,
મીનારંગી ફુલોમે કરતાં ગમત;
ને હજાર દસ હજાર રીને કુદરત હસેછ,
પણ જુદાઈનો દખ માહરૂં ભિત્તર ડસેછ! 55



# કિચ્ચડમાં પડેલું ફુલ.

મેં જોયું એક કિચ્ચલમાં પડેલુ ફુલ,'
ચહડ્યો'તો તે ઉપર કાદવ ને ધુલ;
મેં વિચાર્યું ત્યારે કે કાલે તે ફુલ,
ડાહલી પર મરોડથી ખાતું'તુ ઝુલ,
ને આજે શી આએ તેની કમતર હાલત,    ૫
નાજુક તે ફુલ ઉપર કેવી વિપત્ત?

અભાગ્યો તે હાથ, જેણે ડાહલીથી બહાર
તુંને ફેંક્યું જમીન જે ડાહલી પર તું,

નાજ અને નખરામા, કરતુ'તુ લાડ,
તે ડાહલીનો ગયો તુ દિપનો સણુગાર, ૧૦
ને રાંડી તે ડાહલી તુ વગર નાચાર
શોધ તાહરી કરવા મહવારની હવા
આવશે તું પાસ, પણ જોતાને વાર
નીચાણુમા પડેલુ તુને નાચાર,
ભેટ તાહરી હવા તે લીધા વગર, ૧૫
મખમની પાતરામા પાછી જશે

અરે! જો ડાહલીથી થયુ જુદુ,
તો બેહતર કે તુરામા બધાતે તુ,
અથવા તો જુવાન કોઈ અબનાને સર,
ચપેલીની સુગધી વાડીની માહે ૨૦
તુ ભરાતે જઈ, તો કેવુ બેહતર!
કોઈ ખૂબસૂરત ઓરતના કાનની અદર
તુ પોવાયુ હોત, તો તાહરી જગા,
કોમલ તે ઓરતના કાનની અદર,
જહવેર થાને વધારે લાયક કેહવાત ૨૫
કાન નહિ તો તુ તેની છાતી ઉપર,
પતગિયાની પેરે જો બેઠુ હતે,
તો લોચની બદલે તુ કેવુ તે જગ
દિપતુ હોત

મસ્તીથી પુર
ઈસકોનમા જતા કોઈ છોકરાને હાથ ૩૦
તોડઇ તુ કિચ્ચનમા પણ હશે,

કરી જે બે ઘડી તુસે રમત,
ફેંકી તુને આ જગે દીધુ હશે,
અથવા તો નારી કોઈ થતી પસાર,
સુંધી તુને તનમાનો લુગીને વાસ, 35
મરવા તુને આ જગે નાખ્યુ હશે
સાથો તાહરો એક—તાહરી પાદરી—ખરી,
છુટી તાહરા તનપરથી હેઠલ પડી૦
અરે! હોએ જો માહરામા એવો હુનર,
કે વલગાડુ તેને પાછી હુ તાહરી ઉપર, 40
ને પછી તુને ડાહલી પર પાછુ હુ પોઉં,
ને કાદવ ને ધુલ તાહરા તનપરથી ધોઉં,
તો પાદરીને તે, અને તુને પછી,
તાહરી પર તે, અને ડાહલ ઉપર તુ,
ગોઠટાડી બધેને જીવતા કરૂ 45






## ખૂબસૂરતી.

૧

કાશ્મીરી પાહડો પર રેહનારી નાર-
નું જોયું મેં ખલકું બહુકદાર નીદાર.
જોયા મેં તેણીના ખૂબસૂરત હોટ,
નાચે જ્યાં ગાયનના મિઠા શરોદ;
જોયું સુઘડાઈ ને અણિયાળું નાખ, ૫
દીઠી બે આંખો દિપકતા ચેરાગ;

બરફ જેવા દીઠા બે ગુલછડી હાથ,
ગાલોનો રંગ જેવો રાતો ગોલાબ;
પણ નીહાર, ને નાખ, અને હોટ, અને આખ,
ફરી તુ—ચેહરા પર ભેગો એકમપ,  ૧૦
જેવી રીતે મળ્યાછે એકકમા સાથ,
તે કાશમીરી ઓરતને આપેછે ઝાખ
હાથોમા છે તાહરા એવો મરોડ,
(જાતિ ખૂબસૂરતીનુ એવુ તો જોર,)
છે તાહરા ગાલમા એવો તો હાડ,  ૧૫
કે કાશમીરી ખૂબસૂરતી જોડે બે હાથ

## ૨

કેહુ તાહરા નીદાગને બલતો પ્રકાશ,
સરખાઉ તુ—હોટોને માણુકની સાથ,
ચગમને સોપુ આગિયાનો ઝમકાટ,
દેખાડુ નાખ ઉપર અણિયાળો હાડ,  ૨૦
કહુ તાહરી આખોને બલતા ચેરાગ,
હાથોને આપુ ગુલછડીનો ઘાટ,
ગાલો પર બેસાડુ રાતા ગોલાબ,
હુનરથી ભેલીને હજારો રંગ,
દેખાડુ તાહરૂ તન ટટાર ને તંગ,  ૨૫
*પણ ચિતરવી નહિ કેહનાએ જેવી તુ છે,*
પોણી તાહરી ખૂબસૂરતી દટાયલી રહે.
નાચાર છે જે તુને દોરવા હુનર,

# ગુલમોહરનાં ઝાડોનાં એક ચિતર વિષે.

ઉગ્યાંછ માહરે બગીચે ગુલમોહરી ઝાડ,<br>
ખીલ્યોછ તે પર ફુલોનો રતાસી બાહાર,<br>
પણ ઝાડો જે આ માહરાં ચિતર અંદર,<br>
દેવાલ પર લટકાયલાં ઉભાંછ સદા,<br>
તે ગુલમોહરી ઝાડો છે એવાં અચલ, ૫<br>
કે મુજ બાગે ઉગેલાં ગુલમોહરી ઝાડ,<br>
ઉગી, ખીલી, કરમઈ, ને સુકઈ જશે,<br>
પણ એ માહરી દેવાલ પર ઉગેલાં ઝાડ,<br>
નિર્મલ આએ પાણીના કિનારા પર,<br>
દિપતાં તે પાણીની સાથે વસી, ૧૦<br>
સદા રેહેશે તેઓની સાથે મોજુદ.<br>
છે ચિતારાના હુનરમાં એવી કલા,<br>
અસલ થશે નાબુદ, ને નસલ હૈયાત.

"ધન તે હનગને જોડે અતરંગ
અહિ ધર્યું વાદલ "[1] આ પર્વતી તોચ, ૧૫
કેવી તેણે સુહમારી કીધીછ સદા,
જાણે હોએ તે ઉપર કુદરતનોજ નગ!
અને તેના પાચામા ઝાડો ને ઘાસ,
કેવા તેણે આબેહુબ ચિતર કલા-
થી કીધાછ હૈયાત! પખીઓ પણ, ૨૦
જેવા તેણે, તોચ ઉપર ઉડતા સજ્વ,
પાડ્યાછ અજબ! અણિયાલી પાખ
ઝુમાવીને નીચાણમા, ઉડતા તેઓ
જાણે આએ ઘડીએ, માહરી તરફ,
અહિ આવેછ સગી, લેઈ ચાચોમા ઘાસ, ૨૫
બે પખી તો માનાને બાંધવા થકી,
ઉડી ચાલ્યા, જો! પેલા ગુલમોહર તરફ,
જ્યા અધુરો માલો છે પાતરાની માહે;
અસપૂર્ણ હાનતમા ઘાસો ઝુમે,
તેની બાજુ ઉપર, બે ગુલમોહરી ફુલ ૩૦
તુરી તે પર પડ્યાછે રાતા ચટક

---

[1] Wordsworth



## વાસ વગરનાં એક ફુલને વિષે.

ધારણ તુએ કીધુ છ સોહામણુ બદન,<br>
પણ ધરાવતુ નથી તુ તેમા સુગધ;<br>
કીધોછે તે ખાલી ભપકો ને ઠાઠ,<br>
પણ જોઇતા જે ગુણ તેમા છે તું પછાત<br>
સુગધ છે ફુલોનો મોહટો સણગાર, ૫<br>
તે વગર તુ માહરો ખેચે ન પ્યાર<br>
આ તાહરી પાસેનુ ઉગેલુ ગુલ,<br>
છે દેખાવે સાદુ ને રગોથી દૂર;<br>
નથી તેનો જોડે કઈ ઘાટ કે ઘટમ,<br>
પણ ભરેલોછે તેમા એવો સુગધ, ૧૦<br>
કે ખેચેછે તે માહરૂ ધક અને તન



# રે! હું તો નિરાશ!

ઝાડપાનો ઉગ્યાંછે એવાં અજબ,
પરીઓનું લાગેછે તેમાં મથક;
દેખાડેછ ગતગ સૂનેરી કસબ,
પરીને સવાર થઈ દોડવાની રથ;
ખીલીછે ચોમેર લીલોત્રી, ને ઘાસ, ૫
ખીલી લીલોત્રી, પણ હું તો નિરાશ!

ખીલેની પેદાશમા મ્હને શુ કામ?
મિતરની છાતીમા માહરૂ મુકામ
ઝેહર જેવી દિસેછ નજરે જેહાન,
મિતરની છાતીમાજ માહરો આરામ 10
હસતી ઊભરાયછે ચોમેર પેદાશ,
હસતી ઊભરાએ, પણ હુ તો નિરાશ!

ઘાસોના નરમ ખીછાના ઊપર,
ચુમતા એકઅને ઞાડો અંદર,
તુ સાથે ફરતા આ માહરૂ જીગર, 15
કેવુ થાએ ખૂશીથી તલે ઊપર!
જોઊં કેવો હરખથી ત્યારે પેદાશ!
પણ આહ! નહિ તે સિવાએ નિરાશ!

એક્કમા વિલાયતી દાખતીઓ પર,
કુદકાઓ મારી નીચેથી ઊપર, 20
પક્ષીઓ બોલે મધુયા સવર
પણ નીચાણમા હુ તો જેવી કબર,
કબર છે તન માહરૂ જીવતા જીવત,
નહિ મને તુ, ત્યાથી નાહમે હરખ!

પીળની મરથી લીલોત્રીની વચ્ચ, 25
કારો કે કચરો જેમી કઈ દેખાયછ,
તે પગોથી ખોતીને ગોપિછ ઓગક,

ન્યામત આપેછ તેને જમીનની ખાક;<br>
સુખી ને શાંત છે તે વચ્ચે પેદાશ,<br>
ધીરજથી છૂટતી, પણ હું તો નિરાશ! ૩૦

આ બોહલા દેખાવપરથી કાગડો સિધા,<br>
પાંખ ફફડાવતો જાયછ, ને ઓવાને તે<br>
ખીલતી લીનોત્રી પર ધમકતો જાયછ,<br>
હું ન જાણું શું તેની છાતીની માંહે<br>
વિચાર હશે? પણ વચ્ચે પેદાશ, ૩૫<br>
નથીજ તે થયો મુજ પેરે નિરાશ!

કુદરત-ચમનનું પેલું પતંગ,<br>
પાંખ હલાવતું પોતાની નાજુક નરમ,<br>
આગળમેર પેછીમેર દોડતું ફરેછ,<br>
નાચતું ને કુદતું વગર ખાવે દમ, ૪૦<br>
ખુશીમાં દોડેછ તે ઝાડો તરફ,<br>
પણ નહિ આ છાતીમાં માહરી હરખ!

ફિક્કો ચંદ્ર બગ્ગે રોશનીથી તન,<br>
ને ફેલાવગે હર જગ રૂપેરી કિરણ,<br>
ત્યારે એમનશામમાં તાહરૂં બદન ૪૫<br>
થાશે માહરી છાતીમે અધરનું અર્પણ,<br>
તો કેવા મોહબતથી હું કરું ચુંબન!<br>
પણ આહ! નહિ તે મિટાએ અગન!

# એક ફુલે ખવાડેલો ભુલાવો.

જો! પેલુ ડાહલી પર બેઠેલુ ફુલ!
કાળી તે ડાહલી પર આતશી રંગ-
માં ત્રિપિછે ટેકુ તે નાખ્યું ને તંગ!
પેહલ્લી નજરે મેં જાણ્યુ પતંગ,
ને હીલવી મેં ડાહલી, કે ઉડીને તે　　　　૫
હવામાં દેખાડે કોમળ બદન,
પણ ચોહટીને બેઠેલુ ડાહલી પર તે,
નહિ જ્યારે ચાહીને ફર્યું ગગન,
ને પુછને પાછુ પોતાની જગેજ,
હરી આદરી ભુજ ઉપર, ગુપચીકુ ગંઠ,　　　　૧૦
જેવુ જ્યારે આગલી રાતનની અંદર,
જાણ્યુ મેં ત્યારે કે હતુ તે ફુલ,
જોઈ ત્યારે મેં આદરી પોતાની ભુલ.



# બેચેન ઘડી.

ચાલી આ જીંદગીનાં પાણીમાં ઓટ,
મોહત આવી બુજવશે હૈયાતી–જ્યોત,
લુટી લેશે તે મ્હારૂં મીટીનું ઘર,
મીટીથી થયલું મીટીમાં આખર
ને વેરાન થશે; પણ, તાહરો દિદાર,    ૫
આ આંખોમાં પકડવા, હું તો નાચાર.
જોયો તુને મેં ત્યારથી ત્રીજી વખત,
ફરી રહી સૂર્યની આસપાસ જગત.
ત્રણ તેના ફેરામાં લખો બનાવ
આવ્યા ને ગયા, પલભરના દેખાવ.    ૧૦
નજરે ધરતા, પણ ગેનાગો બદ!
કે દિસે તાહરા વિના સઘળું ઉજાડ.

સુરજ ઉગેછ દીસનાં, તો આખી જગત
હસતી આવકાર દેયછે તેને તરત;
પણ માહરી દલગીરીમા તેનો ઉજાસ ૧૫
કઈજ નથી મહને પણ ખરો કાલાસ
માહ આવી રાતનાં આકાશની ઉપર,
ધીમે ચાલ્યો જાયછે વાદલા અદર;
ખલક સારી તે તરફ તાકીને જોયછ,
પણ માહરૂ તો જીગર ઘા ચ્હણદીઠુ રોયછ. ૨૦
ચ્હુચો, માહરા પ્યારથી તદન બેખબર,
ફેરવેછે માહરી ગમ હેતની નજર;
રમકડાંની ગાડીમા તેને મન્નહ
જેવી પડેછ તેવી મહને લેવા,
તે મુગી બોલી અદર અરજ કરેછ, ૨૫
પણ માહરૂ તો જીગર ઘા ચ્હુપુ રડેછ
કુતરો માહરો પેલી પિયાનો હેઠલ,
ગલીચાની દોરીને ખેચેછ આગલ,
ખેચતો લાવેછ તેને પૈયા આગલ,
કે જોર વધુ નહિ થવે તેને પાછલ ૩૦
તે સરકવા દેયછ; ને જોરથી પછી
દોરી પર લાગેછ તે દોડો ધસી
એવી રીતના ગેલ કઈ તે બેશુમાર
કર્યા જાયછ, તેથી હુ મનસે વિચાર
કરૂછુ આવો, કે અરે દાતાર! ૩૫
શુ હુજ છુ એટલો બધો ગુનેહગાર,
કે કમીના કુતરાથી, માહરૂં જીવતર,

બેહતર તો રચ્યું, પણ કીધું બદતર!
નાચતો ને કુદતો ને સુખ્યારો છે,
પણ તાહરો તો બંદો અહિં દુખ્યારો છે; ૪૦
દોડેછ જેવો જલદી તે નજદીક ને દૂર,
દોડેછ તેનું લોહી તેનું રગોમાં પુર;
પણ માહરૂં તો લોહી આ રગો અંદર,
જડ થઈને પડ્યુછે જેવો પથ્થર.





# ગુજરેલા દન.

શું નહિ ફરશે પાછા તે મરેલા દન,
બચપણમાં કરતા જે મદને મથન ?
એદન જ્યારે માહરી પિયાનો પર હાથ-
ચલાવી ગાયનને આપતી જનમ,
ધીમે ધીમે હલાવી ગાવામાં તન, ૫
દિલ કરતી મધુર સ્વરથી ગરમ ?

શું નહિ ફરશે પાછા તે મરેલા દન,
બચપણમાં કરતા જે મદને મથન ?

મા જ્યારે માહરી લઈ સીવવાનું હાથ,
ઘડી ઘડી ફેરવતી મુજ પર ચશમ, ૧૦
ખરા પ્યારને ફેંકતી તે માહરી તરફ,
લપેટતી કાટલાં પર ધીમે રેશમ ?

શું નહિ ફરશે પાછા તે મરેલા દન,
બચપણમાં કરતા જે મહને મધન?
આવતો જ્યારે ઈસકોલથી સાંજને વખત ૧૫
લેતી મા માહરી એક હેતનું ચુંબન ?
લુટી ગયો તેને જમાનો સખત,
સુખને ઘસડી જઈને ફેંકી વિપત્ત.

શું નહિ ફરશે પાછા તે મરેલા દન,
બચપણમાં કરતા જે મહને મધન? ૨૦
જતો જ્યારે ફરવા હું સાંજની વેલા,
નાધલી એક ગાડીમાં થઈને સવાર,
પાસે લંબાયલા એક કિનારા પર,
સુંદી લેવા કોડી ને ચક્લીયોખા ?

શું નહિ ફરશે પાછા તે મરેલા દન, ૨૫
બચપણમાં કરતા જે મહને મધન ?
હોંસે જોતો વાર જ્યારે તેહવારોની,
બાવા સાથે જવાને વાડીવંતર;

જોતો જ્યારે સ્વપ્નામા પતેતીને,
ને વાગતુ તે મદનાગનુ ખુશ વજતર ? ૩૦

શુ નહિ ફરશે પાછા તે ગરેલા દન,
બચપણમા કરતા જે મદને મવન ?
પેટરનો હુ કાગજની તોપી જે વાર,
ને સોનેરી માછલીના વાસણ અદર,
તેરતો જ્યારે હુ કાગજના વાહાન, ૩૫
પતરાના ખલાસી મુખી અદર ?

આહ ! નહિ ફરશે પાછા તે ગરેલા દન,
બચપણમા કરતા જે મને મવન !
પણ યાદ તેની રેહરો છા જીવતી મોજુદ,
નહિ ચાલશે વખતની તેની પર લુટ, ૪૦
રેહશે તે મગજમા જીવતી સદા,
જો તે રેહેશે જીવતી તો શાની છે ખુશ ?



## એક કવિની મુશ્કેલીઓ.

એક દિવસ બેઠો હુ લખવા હેત,
પકડ્યો મુજને વિચારે એક,
વાગ્યો એ લીટીમા જેવો આગન,
આવી મુજ બેહન, ઉભી બોલતી વચન,
ઉડી ગયો ઝટ, માહરા મનમાથી બહાર, 5
આવેનો મુજ મનનો બેમૂલ વિચાર

ઉઠ્યો મુજ મનમાંનો અમૂલ વિચાર,
નાહઠો તે મનમાંથી હેબતીને બહાર.

બેઠો હું લખવા એક દિવસ કવેત,
વિચારોથી ભર્યો મેં આખો એક તાવ;
અદેખાઈથી મુજ પાસે આવ્યો પવન, ૧૫
લુટી ચાલ્યો માહરો તે અમૂલો તાવ;
દોડ્યો તેની પુઠે, પણ આવ્યો ન હાથ,
ગીયો સદાનો તે અમૂલ વિચાર.

બેઠો હું લખવા એક દિવસ કવેત,
જોડી દિલ-ઉભરામાં કલીઓ ચાર; ૨૦
અધુરો હતો તેમાં પડ્યો વિચાર,
પણ દુખી મુજ દાહડ એવી સખત તે વાર,
હતી કલમ કાગજના તાવ પર સવાર,
પણ લખું શું? ઉડ્યો મુજ નાદર વિચાર.

એક દિવસ મુજ તને પેઠી'તી તાવ, ૨૫
નહિ હતી બેસવાની મુજમા તાકાત;
મક્કમ કરી મન, બેઠો લખવાને કાજ,
સરખાવતો વિચારો એકકની સાથ,
પણ બેશુદ્ધ થઈ પડ્યો, ન શુદ્ધ કે સકાર,
મેલવી મેં શુદ્ધિ, પણ ઉડ્યો વિચાર. ૩૦

## એક કવિની મુશ્કેલીઓ.

એક દિવસ બેઠો હું લખવા કવેત,
લખી મેં લીટીઓ પાંચ અને સાત ;
નહિ હતો વિચારની હેલીનો પાર,
પણ આવી મુજ મન ઉપર અણચીતી ધાર ;
ઠોકવા લાગો વિધણુંને એવો સુથાર, ૩૫
ઉડી ગયો મુજ મનનો બેમૂલ વિચાર

બેઠો હું એક દિવસ લખવા કવેત,
બાંધી મે વિચારની હાર ઉપર હાર ;
આવી ઉભો માલી નિર્દોષ માહરી પાસ,
"સાહેબ! પેહલું કીમતી ગોલાબ મુવું આજ!" ૪૦
"જહાનમ જાએ ગોલાબ!" એમ બોલ્યો શેતાબ,
પણ મર્યો મુજ મનમાંનો બેમૂલ વિચાર.

બેઠો હું એક દિવસ લખવા કવેત,
ઉસકેરાયલી હાલતમાં રાતને વખત ;
ચહડ્યો માહરાં મનમાં એક બેમૂલ વિચાર, ૪૫
નિકલવાને હતો તે થયલો તૈયાર ;
ઉગી એટલે પૂર્વમાં સુફેદ સહવાર,
થયો ધર-ધોધાટ, ને ઉડ્યો વિચાર.

અરે ! જ્યારે કરૂછ એ બનાવો યાદ,
થાયછ માહરાં દિલ અંદર ગમનો ઉભાવ ! ૫૦

કરૂં હું અફસોસ, ને આફ્તિમ, ને રાત,
પણ આવે છે એક દિન અંદર એવો વિચાર,
નથી એવું સુખ આ જગતમાં હૈયાત,
દુખ જેમાં મેલ્યું ન કુદરતે સાથ.



# દરિયાના એક કોરા વિષે.

મિયા મહામાગરનુ તળિયુ હશે,
કે પાણીને તુ તેમા બન્યુ હશે ?
થયા હશે તુ પરથી વેપારી વહાન
કઈ સૈકા પસાર, જે મોજાની ટેક,
રેતીઓની રચનામા તાહરૂ મદન, ૫
પામ્યુ આજે તીપકીનુ રંગીન પહેરન
તે મોજામા કેણુ નહી કેટલા મનખ,
આગેલા વહાનમાથી પડતા હોય

તે દીઠા હશે, દરિયાની પેઠ–
મા પડતા તે મનુષ્યના પગલાથી, ૧૦
કદાચ તાહરા તન ઉપર પડતી અછાત
તે ભેસી હશે આ બાજુનો ભાગ,
(જે ભાગીને તુજ તનથી પડ્યો જુદો,
સાગરને તળિયે રખડતો હશે,—
ચાપપૂર્ણ છે, જેની હાજરી વગર, ૧૫
ઘટમ તાહરો લીસો, ને સુહમારૂ તન,)
કદાચ તે મરતા મનુષ્યની અછત–
થીજ ભાગ્યો હશે, અથવા તો કોઈ
કિનારા પર મોજાથી ઘસડાઈ જતો,
અફડાઈને પથરામા પડતો જુદો, ૨૦
રેતીઓમા અહિ તહિ રખડતો હશે
કદાચ કોઈ બાળકે, તેને કિનારે,
સૂર્ય–કિરણોમા ચળકતો જોઈ,
ઉચળી તેને જમીનથી લીધો હશે,
લાવી તેને મોહબતથી પોતાને ઘેર, ૨૫
સભાળ ને જતનથી, જવાહેરની પેર
રમકડામા બાધીને મેલ્યો હશે,
ચાલતા રાહદારીના પગની હેઠળ
વિઘનમાથી છુટીને બાળકને હાથ,
સુખી હાલે તે જઈને પડ્યો હશે ૩૦
નહિ તેના કાનમા સાગરનો ગગડાટ,
કે નહિ તેના પાસામા મોજાની દાબ,
નહિ તે પર દબાતા માછલીના હોઠ,

કે બેડીની પેર તે પગ છકરાતી લીન
દુનિયાદારી તજી, તે, નીરાતે જઈ, ૩૫
ખુણામા બેઠોછે સુખ્યારો થઈ,
પચોછ તેની પદ્દીમા કેવો ફરક,
ને હેતથી લેવાયછ તેની કેરી મભાન,
કે ઝડપથી ભાઈ તેને લેવા થકી,
લબાવે હાથ, કે શુ છે એ ચીજ ૪૦
તો રખે તેના સાથાને પોહચે ખનન,
ધરે એની બાનક તે જીગરમા બીક,
ને સભાનીને તેને લેવા થકી,
કરે બોના દિનથી કચનહને અરજ

# વેહતો વખત.

મારે ઘાટની લોખડી જીભથી પોકાર,
કર વેહતા વખતનો કંઈ તુ વિચાર ,
ગયો વખત ગયો, ને આવતો વખત-
થી જવાનો એમ , તુ, તે પર આધાર
રાખીને, ના કરતો ફોકટમા લાડ ૫

લાડમા ઉઘતો તુ કરશે જો ઢીલ,
તો ઉઘતો જગે તુ પાસેથી તે ,
જગે, ને પછી તુ ધરવા જશે,
તો ધર્યો ધરાયો નહિ હાથમા રેહશે,
બછાત મારી તુથી તે સરખી જગે ૧૦

હાલ વાગા નવ, અને કલાક પછી,
દસના ટકોરાની મલશે ખબર,
અટકાવ્યો વખત અટકતો નથી,
સડસડાટ ચાલેછ તે ધાસ્તી વગર,
ઉથલપાથલ કરતો બેદેહશત વધી                                        ૧૫

સોનેરી મેહલો ને હીરાના તાજ,
પીરોજાઈ તખ્તો, ને ઉંચા મિનાર,
પથ્થરથી બાંધેલા ગુમ્બજો ગોળ,
પાહડોમા કોતરેલા ભારી આકાર,
જોર તેના આગલ, થઈ પડેછ લાચાર                                     ૨૦

મેહલો છે ચમરી ગિરદ તેની પાસ,
બેમાલમ કરે તે તેમને તારાજ,
કરે ધીમી બાજુથી શેહરોના નાશ,
રોલી નાખી શેહનશાહો ગરદનફરાઝ,
મસ્તક પર ધરનારા સોનેરી તાજ                                      ૨૫

લીધો યઝદેજરદનો એક ડગલાએ જાન,[1]
સિકંદરની વાલી શરાબમા મોહબ્બતનુ,
ફરેદુનને માથે ઘુમ્યા ઘુ તોફાન,

---

[1] એક રૂઢિ છે કે શાહનશાહ યઝદેજરદનુ ખુન એક ગરીબ ... કમીના ... મેલવવા ખાતર કરવામા આવ્યુ હતુ

પલમાં લીધો વાહલા બેટાનો પ્રાણ,
મરાયો ભાઇઓથી એરચ જ્વાન. ૩૦

રેશમમાં રમતી રાણીઓને તે,
જોડા વગર કાંટા પર નાહસતી કરે;
ફુલઇને ઉંચકાયલી મગરુરીમાં,
કાદવમાં ગુહણપુર નમતી કરે,
ને બોર જેવા આંસુથી રડતી કરે. ૩૫

અલોટતી નરમ બીછાનાં ઉપર,
નહિ મલે તેમને એક ફાટી ચાદર;
હતી જેમની કોથલીઓ પૈસાથી તર,
ભિક્ષાનો પૈસો પડે તે અંદર;
ઉઘાડું ભટકે, તાજ–પેહરેલું સર. ૪૦

કરની જે તખત પર બેસી હોકમ,
ભિખ માગે, પથ્થર પર બેસીને, તે;
દોલત ગણાએ તેની, એક લુખ્ખો દિરમ,
ખાદીનાં ગજવાંમાં દોડતો હરદમ,
ઘડી જાએ અહિં, તો ઘડી પેલી ગમ. ૪૫

ખાતી જે સોનાની રકાબીમાં,
ને પીતી જે બિલોરી જામમાં શરાબ,

# માહરી માશુક.

અંધારી રાતે હું ઝબકી ઉઠુંછ,
વિચાર તાહરો કરવા, ઓ માશુક માહરી!
પવન જ્યારે ધીમેથી બાગીની માંહે
સરકતો હોયછ, ને તારાઓ બાહર,
ગુલમોહરના ઝાડોમાં ધ્રુજતા દિસેછ    ૫

મલસકું થતાં હું આશાની માંહે,
મેલાપ તાહરો કરવા, ઓ માશુક માહરી!
બારીથી સામેનાં ઝાડોમાં જોઉંછ,
કે તેઓની ડાહલોમાં તાહરો આકાર,
ધાસોમાં સરકતો આવેછ કે નહિ. ૧૦

બપોરે સુરજ, મધ્યાનમાં આવી,
પેવસ થતી ગરમીથી, ધરતીનું દિલ
બલતું કરેછ; પણ બલતું જે અહિં,
અણદીઠ આગ્યે છગરમા, ઝમકતુ છે,
બલતાં છે તે આગલ ધરતીનાં રદ ૧૫

ખભા તાહરા નાગા પર ઝુમાના બાલ-
ની કીમ્મત નથી; તુજ પોહલા કપાલ
પર મોતી ને માણકના કીમતી જડાવ-
ની શી છે અગત? સિણગાર વગર,
તુ શોભેછ એવી કે સિણગાર છે રદ. ૨૦

દરેક તાહરા બાલોના શોભીના વલ-
મા મોતીઓ પોરૂ, પણ મોતી વગર
શોભા આપે તે, તેવી શોભા અમુલ
તે આપવાના નહિ; તે સોનેરી તાર
પર સુર્ય રમે, એજ મોહરો સણગાર. ૨૫

વાર્લ્યુ તાહરી કાડી પર સૂનેરી વીટ ?
અબઘડી નિકલ અએ ઘાટકી વિચાર !
શુ અદેખુ સૃષ્ટિનુ તે સોહામણો ભાગ
ઢાકીને, માહરેથી તેની શોભા
અણદીઠ કરે ? ના ! નહિ બને ! ૩૦

તે દાહડે તુ ગાતી'તી ઘાસોમા ગીત ;
સરોવરની છાતી પર થઈ તે પસાર
આવ્યુ માહરે કાન, તે મિટ્ઠો હલક
ધુજેછ માહરા કાનોમા અસાર તલક,
છે કાનોને તે જેવુ જુવાનને મધ . ૩૫

પવિત્ર છે થયલુ આ સામેનુ ઘાસ,
કારણ તાહરા નાજુક ને સોહામણા પગ
પડ્યાહ્તે ત્યા, ફુલમા ગરક,
સુખી થઇને ઊભીછ, તે ગુલમોહરી ડાહલ,
જે સાથે કાને તુ અથડીને ગઈ ૪૦

# એક અરજ.

સોસાયું તું વગર આ માહરૂં તન,<br>
અરજ પર અરજ કીધી તુંને, પણ<br>
તું આવવાનો નહિ. ખેર! તાહરી ખૂશી!<br>
પણ હઇડાંનો દુ:ખ તુંને ખાશે ચુસી;<br>
ચુસી તુંને કરશે એવો તો દુખી, ૫<br>
કે પટકાઈને રડશે તું પોકો મુકી,<br>
ને અંતે તું સમજી થશે પરોમાન,<br>
કે નાહેકમાં લીધો તેં માહરો પરાણ.<br>
નમેસલાર આવશે ઉંચકવા મહને,<br>
ખાશે ત્યારે જીવ તાહરો ભખી તહને; ૧૦<br>
સુસ્ત તાહરો પ્યાર ત્યારે તેજી થશે,<br>
દયા સાથ ભેલઈ તુંથી રડઈ જશે,<br>
ને ચાહશે તું મલવા મહને તે ઘડી,<br>
પણ ગયલી તક જગતમાં કોણુને જડી,<br>
કે તે તુંને જડે? હજુબી સમજ, ૧૫<br>
ને કરી નાખ જુદાઇને ચીરી રજેરજ.



## પ્યારનો પોકાર.

૧

કરૂં જેમ વિચાર હું દિલમાં બેહદ,
કે પ્યારને ન આપુ કદીથી મગદ,
તેમ તેમ તે માહરી પર પોતાની જડ
મજબુતીથી ઘાલીને, માહરૂં મગજ
બેમગજ કરેછ; સમજનુ રાજ, ૫
પ્યારના રાહયોડી હાથ પર તારાજ!
અભાગો હું ગયું, પ્યારનો મોહતાજ,
મુપાખુમાં બન્યું એજ તેનો એલાજ;
જમીન પર નાખુ હું માહરી ચશમ,
જમીને પ્યાર જોપી બાળતુ બરમ; ૧૦

ખ્યાલમાંજ કરૂં તુંજ સૂરત પેદા,
ગમગીન થઈ ફરતો ફરૂં હું સદા;
ગમગીની એવીજમાં મેલવું મજાહ,
ધિક્કારેછ મહને, પણ એ તું-સજા !

૨

બલતા ચેરાગ સાથે અંધારી રાત, ૧૫
તુંને ને તુંનેજ હું કરતું યાદ.
બેધ્યાનીમાં, લોકોથી મલતી સલામ
પાછી વાલવાનીબી ન રેહતી ફામ.
રોકાઉં તાહરા પ્યારમાં હું એવો તમામ,
કે ગણકારૂં ન, ખીલતો કુદરત-દમામ ૨૦
ફેકટમાં, મોજાનુ રેલતું પાણી
ઝીખાય કિનારા પર, ધાંટુ તાણી;
પ્યારથી ઝુમાયલી આ માહરી નજર
રોકાવા નહિ માગતી તેની ઉપર;
કાન માહરા નહિ આપે કોહું તેને, ૨૫
બુદ્ધિ માહરી બોલે કે "શોધું તુંને !"
આંખ અને કાન બધે મસલત કરી,
જોએ ન, સાભલે ન, મોજાને જરી.

૩

કાલે, હું ગમગીન ને શિકસ્તે હાલ,
તેબલ પર બેસીને, કુટતો કપાલ. ૩૦

ચોપડીમાં દાટવા, હું, તાહરી જુદાઈ,
ફેરવતો પાનાં, ને જોતો ઉધાઈ;
થયો એવો તું—પ્યારે હું લાએલાજ,
કે કરે મુજ પુસ્તકો ઉધાઈ બરબાદ,
પણ નહિ કરૂં તેમનો હું કશો એલાજ, ૩૫
લુટવા દેઉં તેઓને એલમનું રાજ.
વાંચવાને કરતો હું ઘણી કોશેષ,
પણ ફત્તેહમંદ નહિ ઉતરતી તે રેશ.
વિચારો ગયલા ભમવા તાહરી પાસ,
વાંચતો પણ કરતા વાંચેલાંનો નાશ. ૪૦
ફેરવતો એક વિચાર મુશ્કેલીએ,
તો હરે શું તેટલાં તે રૂખસત લીએ.

૪

બેહન માહરી બાગમાંથી લાવી ગેલાબ,
તે પાંદરીઓ ઉડાવી આતશી રંગ—
માં ખીલીને પાંથરતો ચોમેર સુગંધ. ૪૫
ભીંજાયલો દવ અંદર હસતો હતો,
પણ એ તેની ચહડતીનો ખીલનો વખત,
જુજ વારમાં ઝુમીને, નમતો થયો;
રતાગી પાંદરીઓ, કાલાસ પર જઈ,
ચીમરાઈ સુકાની વાંકી વળી ગઈ. ૫૦
ના ધાર તું માહરો પ્યાર એની સમાન,
કે ખીલી, ને પમરી, ને કરમઈ સુકાએ.

પેમાન તેનું રેહશે તું સંગ જાવેદાન,
વખત ન તોડશે જહનુની તે તાન;
મફમ માહરો પ્યાર છે એવો ઓરતવાર, ૫૫
કે રસ્તાખેજ લગીણુ તે રેહશે ટટાર

૫

સામેના પર્વત પર ઉગતી કહલાર,
દબાઈને ઘસાતી પગની હેઠલ,
જીગરથી કાહડતી સુગંધને ઉપર,
જુલમની સામે દેખાડતી મરવત ૬૦
ધારતો હું ત્યારે કે એવીજ મિસાલ,
તાહરી સખતાઈથી માહરૂ જીગર,
કચડાતું કાગજના તાવો ઉપર,
લીટીમાં ઘસડાતું, આપેછ સુગંધ
ઘસારાને નમતી ગરીબડી કહલાર, ૬૫
જુલમને ખખેરતી ઉઠી ઉપર,
વેર લેવા બદલે પાથરતી સુગંધ
કચડ તાહરે ગમે તેમ માહરૂ જીગર,
પણ સુખડના ઝાડ પેરે ઘાની બદલ,
સુવાસજ આપશે જખમી તેનું દલ ૭૦



## જુદાઈ.

આ તનના તમોગમા તાનમનનુ શુર
 થાયછ પેદા, તાહરી ગેરહાજરી અ દર,
જે અજુદાહુ થાયછ એટલુ મસ્તીમા પુર,
 કે તન બીહને ધ્રુજેછ તે ધ્રુજરી અ દર  ૪

નાહની ને મોહટી આ બદનની રગ,
 ગમ-દેવના ખૂની જુલમની અ દર,
ભાગી ટુકડો થઈ થઈછ રંગેરંગ,
 ખોઈ બેઠુ છ તન મેનમથી સનગ  ૮

આ આંખોના ગોખલામાં રોશનીનું નૂર,
  બિનમિત્ર–મેલાપે, ઝુરતુ બેહુછ;
તેજ આગલુ તેમાથી નાહ્હુ છે દૂર,
  ને જગલીપણું સા હસતુ પેહુછ        ૧૨

આ માથાંના બેવઠ્ઠા બાલો દરેક,
  જોઈ મહને બેડેલો ગમમા ચકચુર,
ઉખડી ખરી પડેછ મુલમાથી છેક,
  ને આગલી દોસ્તીને નાખેછે દૂર        ૧૬

આ હાથોબી વેરહને પળાછે સુસ્ત,
  ને નમાવે દલગીરી બોજાએ સર;
છે ગુરણના મીજાગરાં ઘીલા ધપચ,
  તન થયુઠ બલતુ, ને હુમતુ છગર        ૨૦



# પાહડની બાજુ ઉપર ઉગેલાં

# એક ફુલને વિષે.

કાટાઓ ને ઝેહરી પાનાઓની માહે
નથી તાહરૂ કામ; છોડી આ વન
તુ આવ માહરી સાથ, કે તાહરૂં બદન,
રગીન જે સાદડા પર ઊગેલુ છે,
તે સાદડાની સાથે હુ માહરે ચમન, 5

રંગીત બીજાં ફુલોના ક્યારાની માંહે,
બેવડ ખૂબસૂરતીથી બમણું શોભાઉં.
એખલું અટુલું તું પાહડની કઠણ,
ઝાંખા ધુમ્મસો ને ફુકતા પવન—
માં ગુમાવી દેય તાહરો બેમૂલ સુગંધ, ૧૦
તે થાને બેહતર કે તું માહરી સાથ,
આવીને શોભાવે માહરો ચમન.



(અરરર! ખડીઓ વાલ્યો ઉંધો, એનું તો એજ કામ,
કેવી મજેદની ચોપડી ખરાબ થઈ તમામ!)
બે ઘડી થર ધાલ્યો બેસતાં થાએ તહને ચટપટ,
સંભાલવાનું તુને યાર ધણુ રે બીકટ!
ન બોલે જુઠ બોલ તું, બોલનારો તું સત, ૧૫
દિલ તાહરૂં સુધ્ધુ એવું વિના કીન કપટ,
હોએ તાહરે હૈડે જેવું તેવું આપે મત,
બીજાંનાં કામકાજની નહિ તહને ખટપટ.
(અરે! ઉધાડુ પાંજરૂં, ઉડ્યો ઓએ પોપટ!)
ઘોડો કરવા લાકડી પર હમણા તુજ વખત, ૨૦
વખત તાહરો આવેછે જોવા જગ–વિપત્ત.
(ચેડા કાહડેછ એ ઘણાં, દોડી અહિંથી તહિં,
માએજી એને મોકલી દેવો, નહિ લખાતુ કંઈ.)

# જે ખૂબસૂરત ચામડીમાં

# નથી ખુબી.

જે ખૂબસૂરત ચામડીમાં નથી ખૂબી,
  તે હું તાહરી કાળી ચામડીમાં જોઉંછ;
જે ખૂબસૂરતી ખૂબસૂરત ચેહરે નથી,
  તે હુ તાહરા બદસૂરત ચેહરામાં જોઉંછ ૪

હું તુને ચાહુંછ તેવો સખુનની માંહે,
  પ્યાર કોઈને કોઈએ ન કહ્યો હશે;
હુ તુને ચાહુંછ તેમ ચાહને કદી,
  જગરમાં નહિ કોઈએ ધર્યો હશે. ૮

દેખઇ મહને તું ખરી દૂરથી પરી,<br>
  જોયો જ્યારે મે તાહરો પરથમ આકાર,<br>
હોએ જાણે આકાશથી આવતી સહવાર,<br>
  ઉતરતી નખરામા ધરતીને દ્વાર  ૧૨

જાણુતો ન હું તાહરી ખૂબી છે શું,<br>
  પણુ આટલી તો છે મહને ચોકસ ખબર,<br>
કે ઉગશે આ દુનિયામા જ્યાતક સુરજ,<br>
  જોશે ન તુ જેવી નારી સુદર.  ૧૬





## ગુજરેલી માય.

બેહસ્તમાંથી ઊતરીને પાછી તું આવ,
  ઓ માહરી વાહલી હેતવતી માત!
બટકેલા સુખને તું પાછું લાવ,
  ધરી લેઈ મ્હને તું હાથની અંદર ૪

ફિનાં પેરે ગોની ને મનની તું આવ,
  ઓ માહરી વાહલી હેતવતી માત!

ફિક્રો ને સુક્રો તું જો મુજ દેખાવ,
  ને કર તેને ચુમીથી પાછો તું તર ૮

બેહસ્તમાંથી ઉતરીને પાછી તું આવ,
  ઓ માહરી વાહલી હેતવંતી માદર!
સામે થઈ તાહરી મે કીધો અન્યાવ,
  પણ પસતાઉછું હવે તો હું ખરેખર. ૧૨

બેહસ્તમાંથી ઉતરીને પાછી તું આવ,
  ઓ માહરી વાહલી હેતવંતી માદર!
મરતાં હુ કરૂં છું તાહરો અફસોસ,
  પણ જીવતાં મેં નહિ બુઝી તાહરી કદર. ૧૬

કદર ખાતી માહરી તું સરકતી આવ,
  ઓ માહરી વાહલી હેતવંતી માદર!
નરમ હાથમાં મારીને લેતી તુ આવ,
  ને દાટી દે દુખને એક ચુમી અંદર. ૨૦

હસતી ને રમતી તું માયાળુ આવ,
  ઓ માહરી વાહલી હેતવંતી માદર!
માતાના પ્યારથી બખશ મહને માફ,
  ગુસ્સો તો નહિજ ઢૂંકે તાહરી નજર. ૨૪

"બેહસ્તમાથી પાછી તુ ઉતરીને આવ"
  કાહ લગણુ મોલશ એમ રડી ફોકટ ?
ગઈ તે તો ગઈ તુ ન આવશે ફરી,
  ચાહરમની બામદાદે ચુમશ તુ–પગ ૨૮

ચુમશ ને ચુમશ, ને ચુમ્યા કરશ,
  ભેનતો ચુમીઓસે આસુઓ ગોન,
જ્યા તનક બખસશે તુ મરને માફ,
  ને ઉંચકી લઈ ઓચરશે માયાના બોન ૩૨





## ગુસ્સો, એક ઓરતનો.

ફેરવ્યો ચેહરો તેણે પાછલી તરફ,
એક આચકાની સાથ, તે આચકાની સાથ
તુટું તેના કાન ઉપર ચોકડું તરત,
ને દોરાથી સરકીને ઊઝાલાબંધ
સરિયાં, તેની ગરદન સુકુમારી ને સાફ, ૫
એ મોતીઓ પાક, તેજસ્વી ને સાફ;
ઊછળતા તે મોતી, જમીનની ઉપર,
જોવા કે લેવા નહિ ઊભી તે રહી;
સંકોચેલા ભવામા ધિક્કારને લઈ,
સરકતી, રણકતી, ત્યાંથી ચાલી ગઈ. ૧૦



## પરબલનો પાહડ.[1]

ઉજાડ ને વેરાન તાહરા કાહા ઉપર
મેહડે કે ભુતો ને પરીયા, ને જીન
સોહામણા આમરોમા ચાદાની હેઠ,
સુનેરી સિતારોને છાતી પર લઈ,
તોડેછ તેના તારોથી દિલકશ વચન 5
તુજ નામ પર આ પોછે ચોહરો જે પાટ,
સા આરીને વહામા એમ્હા મની
સાપ્ન પેરે એમ્મસે જોડાતા જઈ,

---

૧ આ પહાડ માયરાનની પાહમા આવેલા છે

હરી હરી નાચીને પાછાં ચઢેછ
તુંજ બરફ ઉપર.

પન્ચમ-દશા, ૧૦

ઉતરતી જોયછ તેઓ ચાંદાની રથ,
હવઈ મારગમાથી જતી સ્વરગ.
ઉડી તેઓ જાયછે તે ચાંદાની પુર,
ને જોયછ જ્યારે પનવેલનો આવતો દરિયાવ,
પાંખરીઓ વલગીને બન્નેની જોડ- ૧૫
માં ગુથેલો હોએ જાણે ફુલોનો હાર,
તેમ લાબી એક-લીટીમા હીલતાં દેખાઈ,
પાક તેનાં પાણીમા ભીન્જવા જાયછ;
ને તમામ તે પાણીની રૂપેરી ચીન
પર બગલમે બગલમા તરતાં દેખાયછ. ૨૦

# પક્ષીનો એક માળો

પાનગઓના એક લીલા ઝુમખાની માંહે,
નાની એક ચકલીનો માળો હતો,
ચમકતા હતા તેમાં ઈંડાંઓ ત્રણ,
સરખી સૂરતના ને પૂર્ણ-બદન ૪

એક છોકરો તે રસ્તેથી થતા પસાર,
અગડ્ જોવા તે ઈંડાં જોતાંને વાર,
ચઢ્યો તે માથે, ને લંબાવી હાથ,
ઊંચકવા ગયો તે ઈંડાંઓ ત્રણ ૮

જે ચકલીની હતી તે ઈંડાં મિરાસ,
તે ચકલીએ માર્યો એક દુઃખનો પોકાર;

સર્યો એવાંમાં તે છોકરાનો પગ,<br>
છીંડાં વગર પડ્યો તે ઊંધે મસ્તક. ૧૨

પેઠો તેનાં મસ્તકમાં અણિયાળો પાહન,<br>
લીધો તેણે તરત તે છોકરાનો જાન ;<br>
ગરીબડી તે ચલ્લીને કરવા મધન,<br>
લીધો રમે એક જીવ, ને ગયાવ્યા ત્રણ. ૧૬



# જુદાઈ.

ખ્યાનો પથરાના અખુટ ને અનત,
લાવે સમજનો બેશુદ્ધિમા અત,
ધરે જ્યારે દર માદરૂ ભૂમી પર રાદ,
તત્વાયર્થુ, દમાયલુ, સુમાયનુ, તમાદ,
તાદગ મેનાપ વના બાગ ખડેર, ૫
ગમના ઠગનિયાને દેલવાનું ઘેર;
કાદડે જ્યા વણી તે હાય ઊપર હાય,
વિપત્તના પડો એકક પર બધાએ.
રે! તરરતો છત માદરો તેના ગુંચાએ,
પુરા તે ભાગે પણ વધનો ફમાએ: ૧૦
એમ માદરા છકાને દખીને ખાએ,
લાદી માદરૂ ઊપમાના અગ ( પર માએ,
અધારામા ગુમ થતી ચીરતે દેખાએ,

દુખ જ્યારે માહરૂ એટલુ વધી જાએ,  
કે દુખથી દુખ મહને જરી ન થાએ, ૧૫  
ને આફતની હારોની હદ પુરી થાએ.  
અતે આશા આપે મદદનો હાથ,  
અણચીતી ઊગી તે નાખે ઝનકાટ;  
મટી જાએ તેથી, બદ દુખોની રાત,  
દિસે દુઃખમા સુખ, એહુ સણુરી સાથ ૨૦

મન માહરૂ ભમવા ન કરતુ કસર,
  કલ્પીત રીતે બદન ઘસડી અંદર. ૮

જોઉછું જ્યાં હુ, એક ખુણાં ઊપર,
  ગાયોના ખીલતાં ગોલાબો રંગીન,
નિર્મલ બે આખોના ચશ્મા આગલ,
  સોજેરી કરતાં તુજ તનની જમીન. ૧૨

## દોસ્તની મીઠી ચુંમી.

તનનાં દરેક ખુણાંમાં, માથાંથી પગ સુધી,
આણીમેરથી પેલીમેર, બધી જગ બેશક,
કોણ ખુશાલી પાથરે, ધકધકતી કરી રગ?
દોસ્તની મીઠી ચુમી.

અમર આકાશી સુખને, એક સેકંડની અંદર,
પંદરગણું જોસથી, થોડી જગાની ઉપર,
કોણ એકઠું મેલવીને, ધીમે મોકલે અંતર[1]?
દોસ્તની મીઠી ચુમી.

સરમ પોશાકે પડતા મેલી, ગલ્યાં નાનાં છોડી,
ભમરની ગાડીની માફક, તુરંગ-દાગે જોડી,
શું લેવાને આતરી ઈચ્છા, ધરી ધમધમ દોડી?
દોસ્તની મીઠી ચુમી.

---

૧ ઉર.



# એક આપખુદ રાજા વિષે.

ગલાં બચડી ખૂનો કીધાં, કીધાં કસ્તુક કાલાં,
ભલાં કામમાં કાંચડ નાખી, બાંધ્યાં મક્કર-જાલાં;
જોસ્સાથી જીન્દગી વેચી, તોડ્યાં ભરવત-તાલાં,
બદ હવસની અગ્નથી સુકવ્યાં સુખનાં નાલાં;
ચડ સઘલું તો ભશમ કીધું, દિસેછ અમદાં ડાહલાં, ૫
દગલભરી લીલોત્રીથી દમામ દેતાં હાલાં;
લોભી ઇચ્છાને તાબે થતાં, પાયા ઝેહરનાં પ્યાલાં,
ટુંકમાં, અનેક રીતનાં કીધાં તુંએ કાલાં ઘોલાં;
પણ વિચાર કીધો તુંએ કદી, કે મરતી વેલા દુખડાં
આવી પુગશે તાહરી તરફ, મોહટે પગલે વેહલાં! ૧૦

## એક મિતરને લખેલી.

ઘડી જે માદરા તપકામાં પડીછ,
થશે જ્યારે તન જાનના જુદા ઊઇ,
બોલ ત્યારે કરશે તું માદરો વિચાર,
તપકાવી આંસુ એક માદરી પર તું ! ૪

જલશે જ્યારે પૈગ્માન ઊપર દખમામાં હું,
જોડીને હાથ, અને બાનેરે પગ,
બોલ ત્યારે કરશે તું માદરો વિચાર,
તપકાવી આંસુ એક માદરી પર તું ! ૮

ગાશે જ્યારે પૈગ્માન માદરી દખમે અપુર્ગા,
ત્યારે તું માદરી પર ફેરનો પીક,

ફકટ એક મોહબતનું આંસુ નરમ,
બોલ! માહરી ઉપર તું નાખશે કે નહિ? ૧૨

દખમે ભંડાર માહરાં હાડકાં લેશે,
પણ યાદ તાહરી નહિ તેઓ લુટી લેશે;
અમ્મર છે જીવ માહરો જીવતો સદા,
યાદ તાહરી ધરવા અખંડ ને અખુટ. ૧૬

દુનિયાના પાપથી હું દોજખમાં જશ,
યા ભલઈનાં કામોથી બહેસ્તી થવશ,
ગમે ત્યાં જવશ, પણ યાદીને હું,
તાહરા વિચારથી, નહિ ખાલી કરશ. ૨૦

દોજખના દોર વચ્ચે અમૃત પીવશ,
છે તાહરા વિચારમાં એટલું કવ્વત,
(જો મેહરનાં તરાજવાંમાં માહરૂં સવાબ,
ચીનવદના પુલ ઊપર, કમતર થશે.) ૨૪

બેહસ્તનાં મકાનમાં હું દોજખ જોવશ,
નહિ–તાહરા–વિચારમાં એટલુ કવ્વત,
(જો મેહરના સઝેરી કાંટા અંદર,
સવાબ માહરૂં પાપ ઊપર ચહડતું થશે.) ૨૮



# લુઈ ફ્રેન્કનાં એક ચિતર વિષે.

લુપ્પા કેનવાસની તે સુંકી સપાટ
પર પામીઓછે એવો એક બેમુલ ચિતાર,
ગામ, અને પાહડ, અને ધુમ્મસો, તે
ચિતાર્યાંછે એવાનો જોરની જગે,
વાદરેને આપ્યાછ તે એવા ઉત્તમ, ૫
ડાઘદાઓ નાખીને રૂએ પેદાશ
ઉમાદીછે પીછીથી એવી અજબ,
કે ખૂની તાહરી જુએને આહરી નજર,
બેમૂલ તાહરા ચિતર પર ભમતી નહી,

સુખ જે કીધુંછ તુએ તેમાં પેદા, ૧૦
તે ભોગવતી બનેછે તુ પર શીદા.
તોડી લાવી જમીનના તુકડાઓ તેં,
જાણે આએ કેનવાસની સપાટ ઉપર,
સરસ રીતે ગોઠવીને મેલેલા હોએ,
વાદલોને તે જાણે ઘસડીને લા, ૧૫
ખડકો ને પાહડો પર ઝુમતાં કરી,
શોભાવેલાં હોએ, તેમ આ ચિતર,
સપૂર્ણ આકારમાં શોભેછ એવું,
કે એથી સરસ બીજું ચિતર કેવું ?

# સર જમશેદજી.

જેમ પ્રસારે પવન, ફુલ-સુગંધ અતિ લાગે,
તેમ પાથરી તેં એવી દયા મયા ચોપાસે,
કે દુખ, ડર, સેતમ, દર્દ થયા તેને વાસે,
ને ચીથરેહાલ ગરીબઇ, હેબત ખાતી, નાદને;
જે ઊત્તરમા ઠંડ બહુને નાહરસી, દોજખમા જઇ કાપે,
અંધારી જ્યા રાજ કરેછે, સૃષ્ટિને છેક નાકે



# કવિતા.

દોસ્તની જુદાઈમા,
માશુક-બેવફાઈમા,
દુન્યાની આ ખાહીમાં,
કોણ છે બેરખાદીમા ?
તો બની કવિતા

પ્યારના તોફાનમા,
જોસ્માની મોહકાણુમા,
દુખના મેદાનમા,
કોણ છે બેરખાદીમા ?
તો બની કવિતા

અતિશય કરુનમા,
પૈમાની ગરજમા,

તુરગની તરફમાં,
કોણુ છે ખેરખાહીમાં ?
તો ભલી કવિતા.

ઘરના કંકાસમાં,
ગમના કાવાસમાં,
તન મનના નાશમાં,
કોણુ છે ખેરખાહીમાં ?
તો ભલી કવિતા.

ગુનાહની તાજ્જેશમાં,
દુઃખ તેમજ એશમાં,
મજ દેશે દેશમાં,
કોણુ છે ખેરખાહીમાં ?
તો ભલી કવિતા.

# જુદાઈ.

દસકત હોયછ કાગજ પર કાલા બહુક,
પણ ઝલકતાં જહવેરની રાખેછ અસર;
તેમ કાલા તુજ બદનનાં ભિત્તર અંદર
મહને બહુ નેક ગુણો આવેછ નજર
એ જીગરમા સમાયલા માહરા આધાર! ૫
તે મહને કહેલુછે આગલ એક વાર,
કે યત્ર એક છે તાહરા ઓરડા અંદર,
મધુર રાગો વજાડેછ તુ તેની પર.
થાઉ કેવો ખુશી જો વાલી પરવર
બનાવી દેય મહને તે વજતર! ૧૦
કારણ, ત્યારે તો તાહરા સગની અંદર
નેક તાહરી દોસ્તીમા રેહુ બેફિકર.
જુદાઈની માહ ભારી બુરી અગન,
જલાવે નહિ ત્યારે, તન અને મન.
ધપકતી છાતીથી કોઈ દન એકાંત, ૧૫

જુદાઈ તાહરી જમરીમાં બનુછું શાંત,
ને વિયોગની આંખોથી મનના વેરાન–
મા ધ્યાનને અમીરઈથી આપી જોરવાન,
રોતી કાઢડી તુને હું જોઉં છ એકદમ,
કે પામુછું ત્યારે હું નવો જ જનમ, ૨૦
ને પ્યારભર્યા મીઠા લિજ્જતદાર સખુન,
દોસ્તીના તોખમથી જનમેલા ગુન,
જોઉં છ તાહરા હોઠોથી નિકળતા બહાર,
મધુરસ વાણીથી આપતા કરાર
થોડોએક વખત એમ જાય છ કે વળી ૨૫
જાદી કપ પર ધક માહરૂં જાયછે ઢળી,
ને વિચારૂં છ તુને ઉમેનો નજદીક
ધમળ ને ધાધનથી દેખાતો બીહક,
"બેવફા થયો!' એમ જોતાં બોલી,
બોલ બોલનો એક તોલી તોલી ૩૦
પણ હું ત્યારે તે તાહરી ધમળ બની,
હેતથી તું સામે જોઈ જતો ખમી,
ને મેતનો તેમાંથી સુખો અતી,
કે રીતી થઈ તમામ ગમ ગુમાઈ જતી

જ.

ટુંક બુદ્ધિના લેખમા, વનઅંન વપરાએ,
ખાગે પુગના પિગનનો, વેરાતો દેખાએ,
શબ્દ જ્યારે બીજો ગેડે, મદ બુદ્ધિને થકી,
સરસ રીતે આવે નહિ, જનો વગ સા થાએ,
લીગી છેડે આતતા બિંદુઓના હેરા,
હોદા ભરી નકામા અમસ્થા પુગએ,
તેનો બાઈ તું મદને તો, ખરેખર દેખાએ,
નોતરૂ નહિ જો જગે હોએ, સા પણ બુરી જાએ

## તુટેલી દોસ્તી.

અરે! ભાગ્યવંતો છે પેલો પથ્થર,
અટેલઈને ઊભોછ તું જેની ઊપર;
પથ્થરથીબી ગણેછ શું મહને બદતર,
કે સેકીન તો રહી, પણ એક આડી નજર
બી કરવાનો નહિ? તું મહને કદી ૫
જો ચાહી નહિ શકે ધિક્કારગ્રે લડી,
તો બેહતર કે ખંજર લઈ આવ આ ઘડી,
ને તે તેને છાતીમાં ભોકી જડી,
કે તરતજ મોહતને હું ચુમી પડી,
ટેગલ નહિ કરીશ હું તુને કદી ૧૦
કેહછે કે રૂહો મુલાકાતને વખત,
થોડીવાર આવેછ આ નીચલી જગત,

અગર હશે એમ, તો હું તાહરી તરફ<br>
તે વેલા આવીશ, બહુ કરતો ઝડફ;<br>
ઝડફ કરતો આવીને વલગીશ તરત, ૧૫<br>
પછે આવશે જ્યારે જવાનો વખત,<br>
પ્યારને ફરજની એક મોહટી લડત<br>
શરૂ કરીશ, પણ ખોદાઈ કલામ<br>
આગલ નહિ ટકવાનો પ્યારનો દમામ.





## વાંદો અને આંબો.

વળગેછે વાંદો આંબાની ઉપર,  
ને ચુસેછે તે તેના ભિત્તરનું લોહી;  
જોઈ તેના પાતરા ને ફૂલનો સણુગાર,  
અદેખાઈથી કરેછ તે તેને હલાક,  
ચુસી લેયછે તે તેની જીંદગીનો રસ                    ૫  
છે બારીક બદનનો પણ જોરમંદ એવો,  
કે નાખતા એક મુન વટે આંબાને તે  
સોહરી ને સુકવી ને રીબનો કરી,

લીલોત્રી તેની તે લેયછે લુટી.
ખૂની વાદો એ રીતે આંબાનો જીવ ૧૦
બેકદરીથી લેયછ; પણ પોતે પછી,
તે આંબાનાં સુકેલાં થડની ઉપર,
હલાકીથી વેરઇને પામેછ મરણ
એવીજ રીતે માણસ, જે કરેછ ભુંડઇ,
ભુંડઇને બદલે ન પામતુ ભલઈ. ૧૫



## ચાંદરણી રાતે એક બાળક.

પિતા! તું જો પેલો જવનો ગદર,
ચાલેછે જેમ જેમ આ ઝાડી અંદર,
તેમ આવેછે કેવો તે સાગે ઉપર,
આગ્ને રહી ચમકતો આપણી આગળ!
તે દાદરે આવનોતો આખો નજરે, 　　　　 ૫
આજે તો બાગોળ ને અજો અમે
જો તોડતો હોએ, તો મેં તોડી લેત,
ને ઉજાળીને કરૂં હું તેમે રમત।

ચમકતું સિંગ તેનુ આવે મુજ હાથ,<br>
તો સવાર બની તે પર, હુ રમુ તે સાથ  १०<br>
ખરીદિયો મેલામાથી દાબડો મે એક,<br>
સા રૂમાલે બાધીને મેલુ તેને,<br>
ઘડી ઘડી લેઉ તેને હાથોની માહે,<br>
ને કરૂ પાછો તેને બાધીને બધ<br>
આવેછ શાનુ એમ તમને ખડખડ હસુ,  १५<br>
કરશો એમ, જા બા ! તો બોલશ ન હુ !

# એક પતંગિયું માહરી ચોપડીમાં દબાઈ ગયું તે વિષે.

ઘોર થઇ આ પોથી તાહરી ફસ્યું તેમાં તું,
ગરીબ બીચારૂં તું મરે, ત્યાં હું કરૂં તે શું?
ચોરોજ વાર અગાડી તો, હવામાં ઊડતું, તું;
ચારયું જતું ઊચી રાહે, ફડફડ કરતું, તું.
જો હવામાં વગર બીહકે, દોડ્યું જતું, તું, ૫
તેજ હવાએ દોડી આવી, ઉત્તર લીધું, તું;
કે એજ હવાએ પોથીને જો બંધ ન કીધી હોત,
તો આ ઘડીએ કચડઇ જતું, હું તુને ન જોત.
એ પ્રમાણે જોતાં તો, હવા ને પોથી બેહુ,
એક બીજાની સાપે મળ્યાં, ચુસતા તાહરૂં લહુ ૧૦

ભુચો દોડી તાહરી પુઠે, પાંચ કલાક અગાડી,  
પકડી તુને દોરે બાંધી, વિપત્ત તું પર પાડી;  
સમજાવીને તે પાસેથી, મેં છોડાવી લીધું,  
આસ્તે રહીને, ગાંઠ છોડીને, તરત છુટું કીધું;  
નરમ હાથે સંભાલીને, તુને ઊપાડી લીધું, ૧૫  
રંગીત તાહરી તીપકીઓમાં, તુને ઉડતું કીધું,  
કે ઉડતું ઉડતું તું પતંગિયું, આ પોથી પર પડ્યું,  
આરામ લેવા બેઠું તું, પણ મોહત તુને ત્યાં જડ્યું.

રાત્રે જોઉંછુ ચદ્ર તે પોહલો થતો જાએ,<br>
ઉપસી આવતા વિચાર સાથ તે પણ પોહલો થાએ;<br>
પોહલો થતો પ્રકાશમા ઓછો થતો જાએ, ૧૫<br>
કે સંકોચાતા વિચાર સાથ, તે પણ સંકોચાએ;<br>
અને જ્યારે માહરી આખો ઝાખી પાડી તેજ,<br>
કે ઉઠે પાછુ મગજમા નવુંજ રસ્તાખેજ.





# ખોટી ફિસ્યારી.

બન્યું તો મેહેલમાં છે રેહવું ભલું,
નહિ તો કે ઝુંપડીની શું છે શરમ?
બન્યું તો સ્વાદિષ્ટ ભોજન તું જમ,
નહિ તો કે ઘુમલાની શું છે શરમ?
ખોદા તુંને આપે, ને ફરે જો ઉલ, ૫
તો ઓઢાડે તું તારાં તન પર રેશમ,
અગર નહિ તો ચીંથડાંનાં કપડાંથી તું
ઢાંકે જો પોતાનું નાગું બદન,
તો શું છે મુંઝાયો,'ને શું છે શરમ?

શરમ છે તેમાં કે પૈસો ન હોએ 　　१०<br>
ને કરે તું ફોકટનો હાલો દમામ,<br>
ફિસ્યારીથી લોકોનું ખેચે તું ધ્યાન,<br>
ને સમજે તું તે અંદર પોતાનું માન;<br>
ગોહટાઈ નથી તેમાં, છે હલકાઈ-નિશાન.<br>
જે મિસાલે પાણીનો પરપોટો એક 　　१५<br>
દેખાડે પોતાના કમાની રગ,<br>
બાલક તે પર બે ઘડી હરખીને જોએ,<br>
પણ સેવટે થાયછ તેની મોહટાઈનો ભંગ,<br>
જ્યારે તે પર પવનની લેહકી ફુંકાયછ,<br>
તે મિસાલે બે ઘડી લોકોની માહે, 　　२०<br>
દેખાડે તુ તાહરો ફોકટ દમામ,<br>
પણ સેવટે જાએ તાહરો ભાગી ભરમ,<br>
તે થાને બેહતર, જો શોભાની માહેજ,<br>
નમાની હાલત, તુ પામે મરણ !



# દરિયે કિનારે ગયલો વિચાર.

આએજ જમીન પર બસો વરશની પછી
કરશે કિયા મરદના પગલા પસાર?
અહિ રેતીનો કિનારો રેહશે મોજુદ,
કે પુરી મટોડી ને પાયો રચી,
ઉઠાવશે તે પર કોઈ નાદર મકાન? ૫
અહિ દરિયાના મોજાઓ આવશે ચહડી,
ને કરશે આએ રેતી પર પોતાનો વાસ,
કે ધરતીના આંચકાએ ઉઠીને ત્યા,
ઉંચા કોઈ મસ્તકનો અભિમાન પર્વત,
ત્યા કરશે મકામ? કોણને ખબર, ૧૦
કે ઉઠશે આ રેતી પર મનુષ્ય-મકાન,
કે મચશે ત્યા લડાઈની ખૂનભરી જંગ?

# જુદાઈ.

હું છું જેમ શીશો ને તું છે શરાબ,
શરાબ વના શીશાનો નહિ કેયે દાગ;
શરાબ સાથે શીશો મંડલીમાં નાચે,
શરાબ વના શીશો જાએ ખુણે ખાંચે;
ગમ ન લેય દિલથી કદીબી રપસુદ, ૫
જ્યાં તક આ તનમાં તું—શરાબની ખુદ.
છે યાદ મહને, એક વેલા, નિશાલની માંહે,
નીચેનાં વર્ગમાં માર ખાતો સખત;
કરતો જ્યારે તું મહને મિઠી મદદ,
નરમી, કે ધાંધલ, કે ધરપચ–હરકે– ૧૦
થી જોકે તું નહિ કરતો માદરો બચાવ,
પણ રજાતા તુંજ મુખે નેતરના ઘાવ;
પડતો જ્યારે એક ગમથી સખ્ત મહને માર,
કે બીજી ગમ આપતો દોડી તુંજ દિદાર;
એવી રીતથી દોસ્તો કે નહિ કોઈ જુએ, ૧૫

અણુદીઠો આવી ઝટ ધાહ રૂજાવે.
સખી તબેહ હોયછે જે નરનું જીગર,
તે નાચારીમાં ફસેલા લોકો ખાતર,
કરેછે તન, મન, ને ધનથી રગડ,
પણ રૂવાંનેબી નહિ પડતી તેની ખબર; ૨૦
તેમ અણુદીઠ તું આવે તેમાં શું અજબ,
તું-જેનો ખરી સખાવત કસબ;
હવઈ તાહરાં એ રીતે આવવાથી, મુજ
જીગરમાં પ્યાર એવો આવનો અફસુસ,
કે મરકટયાં બદનની મુરદાલ નેતર, ૨૫
નહિ કરી શકતી કાંઈ તનમાં અસર.

# માહરા મિતરને.

આહ! એકજ વાર મોહબતથી જો મહને તું,
ને ખુશાલીમા ડુબશે આ માહરૂં જીગર;
રે! એકજ વાર બોલ એક માયાનો હરફ,
ને નાચી કુદી રેહશે આ માહરૂ જીગર. ૪

હમીને બોલે તુ બીજાઓ સાથ,
ને બેમાલમ વિંધે આ માહરૂં જીગર;
રે! મોહબતથી આની એક બોલી તુ લે,
ને નાચી કુદી રેહશે આ માહરૂ જીગર. ૮

મોહબતથી જોએ તુ એક ફુલની તરફ,
ને ફેંકે નહિ માહરી પર તાહરી નજર,
આખ વીચી કાંપ નહિ હુ બનુ તે વાર,
અસનેહી, દુખી, બેહાલ, બેસબર? ૧૨

# ભજન લાયક કોણ?

મદદ કરે પડેલાને, હાથ આપી ઊઠાડી,
ભજુછ તેને ખરા દિલે, સર મુજ નમાવી
સ્વાર્થ પોતાનો મેલી કરી, પારકી પીડ તાણી,
ભજુછ તેને ખરા દિલે, સર મુજ નમાવી
દયા ખાધી કોઈ તણી, આખમા પાણી લાવી, ૫
ભજુછ તેને ખરા દિલે, સર મુજ નમાવી.
માનાની સામે ન થયો, તેના દુખને ધારી,
ભજુછ તેને ખરા દિલે, સર મુજ નમાવી.
મિત્રતાની છુપી વાતો, રાખી જેણે હારી,
ભજુછ તેને ખરા દિલે, સર મુજ નમાવી ૧૦
અસ્લના સમજોને ફરી જડ ગુન્આની કાપી,
ભજુછ તેને ખરા દિલે, સર મુજ નમાવી.
બદ અદેશો દૂર ભગાવ્યો, ખરી બીના બતાવી,
ભજુછ તેને ખરા દિલે, સર મુજ નમાવી

ફીનાની હૈયાતી લીધી, નાખી તેને દાબી, ૧૫
ભજુંછ તેને ખરા દિલે, સર મુજ નમાવી.
ગફરીની બદ કેફથી રાખ્યું સરને ખાલી,
ભજુંછ તેને ખરા દિલે, સર મુજ નમાવી.
એહરેમનને બધ કીધો, બદ લોભ પર ફાવી,
ભજુંછ તેને ખરા દિલે, સર મુજ નમાવી. ૨૦
ધરમના બચાવને માટે જીંદગી જેણે આપી,
ભજુંછ તેને ખરા દિલે, સર મુજ નમાવી
વેશ્યાની નિર્લાજરી રીત તરફ જેણે કરાવી,
ભજુછ તેને ખરા દિલે, સર મુજ નમાવી
હાથ હલાવ્યા જમીન ખેડવા જમણી ગમ ને ડાબી, ૨૫
ભજુંછ તેને ખરા દિલે, સર મુજ નમાવી
ખરૂ ખોટુ બોલી જોવાની જેની પાસે ચાવી,
ભજુછ તેને ખરાં દિલે, સર મુજ નમાવી
નાત જાતના ફરક વના દયા જેણે વરસાવી,
ભજુછ તેને ખરા દિલે, સર મુજ નમાવી ૩૦
બદકારોના બદ ખવાસની વાત જેને ન ભાવી,
ભજુછ તેને ખરા દિલે, સર મુજ નમાવી



## ખીલતી સહવાર.

(શેક્સપીયર ઉપરથી)



દીઠીછ મે ઘણીએક ખીલતી સહવાર,
મેહેરબાનીથી પર્વતના મસ્તક ઉપર,
ખુશામતથી જોતી, ને સુનેરી ચેહર-
થી ચુમતી મેદાનોની લીલી, ને તે,
આકાશી કીમ્યાથી ઝરાઓને,
ફિકાસ તેમનો દૂર કરી, દેતી ઝલેહ
હલકા વાદળોને પોતાને ચેહર,
સરકશીથી યવા તે દેતી પસાર,
તવન તે પર કરનારી દુનિયાથી તે
છુપાવા દેતી ખુદ પોતાનો ચેહર ૧૦

આસાયશથી થાકેલુ પખેરૂ લાર્ક,
બીનાસાના પોતાના માલાથી ઉચ
ઉડેછે આકાશ અદર ગાતુ બુલદ,
જગાડેછ તે સુતેલી આનસુ સહવાર,
રૂપ્પેરી છાતીથી જેની, સુરજ, ૧૫
તમામ તેના દમામમા ઉચો વધેછ,
મોહટાઈભરી આખે તે દુનિયાને જોયછ
સનોબરના ઝાડો, ને ટેકડી તમામ,
તેજસ્વી સોનામા મારેછ દમામ





# ધ્યાન વગરની બંદગી.

( શેક્સપીયર ઉપરથી. )

સખુન માહરા ઉડીને જાયછે ઉપર,
પણ જમીન પર વિચારો માહરા ભમે ;
બિનવિચારના સખુનો આવે શુ કામ,
પોંહચે તે કેઈ રીતે ખોદાઈ મકાન ?

# મુરખાઈ.

(શેક્સપીયર ઉપરથી)

ફક્ત એક મીનીટના સુખને ખાતર,
આખું એક અઠવાડીયું રડતા થઈ,
કોણ કરશે કબુલ?
ખાન તું એક નાહનું રમકડું લેઈ,
હમેશગી વેચવાને કિયો વખમ,
શા એકદિન થશે? એક મીઠી દ્રાખ   ૫
મેળવવા, કોણ આખા વેલાનો નાશ
કરવાને તત્પર ને રાજી થશે?
મિનત્કુર છે કિયો ભિખારી હેવાન,
જે તાજને અડકવાના લોભને ખાતર,   ૧૦
પાદશાહની લાકડીનો મારી જઈ।
જમીન પર પડવા રાજી થશે?



# બદગોઈ.

( શેક્સપીયર ઉપરથી. )

બરફ જેવો હશે તું ચોખો ને પાક,
આઈસ જેવો હશે તું નરો ને સાફ,
પણ બદગોઈના હુમલાથી બચનાર નથી,
કોઈ બહાને એ આફત ટલનાર નથી.

# સંતોષ, એક તાજ.

(શેક્સપીયર ઉપરથી)

તાજ માહરૂ મેહુ છે માહરે જીગર,
નથી તે માહરા માથાની ઉપર
તે ઝળકતા હીરામાં જડ્યું નથી,
તે હિંદી પથરાઓમાં મઢ્યું નથી,
નજરમાં તે વળી પડતું નથી
સંતોષ છે એ માહરૂ ઝળકતું તાજ,
રાજાઓમાં ભોગવે છે જેને કદાચ



# ખુશામત અને મિત્રાઈ.

( શેક્સપીયર ઉપરથી )

જે ખુશામત કરવાને બોલે જબાન,
મિત્ર મુશ્કેલીમાં તેને  નો જાણ
કામ છે મધુનને બોલવાનું સેહેલ
જે મિત્રાને પવનની સુદમારી ગેન,
છાતીમાં રાખ તું આ ખાતરી વચન,          ૫
ખરો મિત્ર મનવો બહુ છે કઠણ,

થશે તાહરા લેહજામાં લોકો મિતર,
જો હશે તું-કોથલીમાં પૈસો ને જર;
પણ દિરમનો દરંગ જો કમતર થશે,
તો હાજત તાહરી પુરવાને તાહરો મિતર, ૧૦
દિલાસાથી તું પાસે આવ્યા બદલ,
મરવતને તજીને આઘો થશે.
તું પૈસાથી કરે જો લખલુટ ખરચ,
તો સખાવતી કેહશે લોક તુંને મરદ;
તું બદીમાં પડવાનો કરશે વિચાર, ૧૫
તો લોક તુંને ઉતારવા થશે તૈયાર;
પણ એક વાર નસીબ તાહરી સામે જો થાએ,
તો દમામ ને મરતબો તાહરો ગુમાએ.
આગલ જે કરતા'તા તાહરી વખાણ,
તોડે તે દોસ્તીનું તુંથી પેમાન; ૨૦
હશે તાહરો મિત્ર જે ખરો ને સાથ,
રેહશે મુશકેલીમાં તે તાહરી પાસ;
દલગીરી જોઈ તાહરી, રડવાનો તે,
તજી તેં ઊંઘ તો તજવાનો તે;
ગમ જે તું ઉમરની કમનો હશે, ૨૫
મિત્ર તાહરો એમ તેમાં ભાગ્યો થશે.
ખુશામતી દુશમનથી મિત્ર મેહરબાન
જાણવાની મોજ છે ચોકસ નિશાન.



# સાહુચેતી.

( શેક્સપીયર ઉપરથી. )

દાબશે જો નાનકી ચીંગારીને તું,
તો જશે બુઝાઈ;
વધ્યા પછી છાંટશે તું નદીઓને,
તો બુઝશે નહિ.



# નમનતાઈ.

(શેખ સાઅદી ઉપરથી.)

---

ટીપું એક પાણીનું વાદળની માટે,
જોઇ રહે, ઝુકાતું દરિયાનું આમ,
હેરતથી લાગ્યું એમ કરવા વિચાર,
કે, "અખુટ આ સાગરના મોજાની પાસ,
હું કમીના ટીપાની શી છે બીસાદ,          ૫
અગર પડું હું તે સાગરની માટે
તો બોદતા તે સાગરના પેટ અંદર
પામે આદરા બુન્દ ને કમબખત દાન
આખર માદગે પામે તેમાં બેહરને ગુમ
નિશાન માદગી નહિ રહે, ને પાણી ઠામ ૧૦

નસલ માહરી ગુમ, નાબુદ માહરી જાત"
એટનુ કેહતા તે એવુ ધ્રુજ્યુ કે હેઠ
પડ્યુ, ને કાલુના કોટલાની માહે
કીધો તેણે અણુચીતો અધારે વગ
વેહ્યા તે પર જમાના, ગુજર્યા દન, ૧૫
પુખ્ત તેમા થયુ તે આબી રતન,
જલનો આકાર તજી થયુ જવહેર,
ફર્યુ તે પર નવુ કાઈ ખૂબસૂરતી પડ,
મોહટાઇ તેને મલી, ને શેહનશાહને હાથ
ઘેમાલુ લોકોએ સન્નાની સાથ ૨૦
આપ્યો રબે લાયકીનો બદલો એ રીત,
કમીના એક ટીપાને નામવર કીધુ
નમનતાઇ જે ગમી તે ટીપાએ તો
બન્યુ તે જવનુ એક કીમતી જવહેર
હોકયુ તેણે નરમીએ નીસ્તીનુ બાર, ૨૫
ને હસ્તીનો પામ્યુ તે સુદર આકાર

# બુરૂં માણસ.

(શેખ સાઅદી ઉપરથી)

સદા નાખે પાદલ જો અમૃતી જલ,
પણ ઊગનાના નહિ તેથી નેતરને ફૂલ,
બુરાની સગતમા નો કાઢડ વખત,
કે ચત્તઠીનો વામો ન આપે નમ્ર

# જાતિ ખવાસ.

( શેખ સાઅદી ઉપરથી. )

બુરી સમશેર મેળવે શી રીતે આબ,
જો સાંધામાં હોએ તેના લોહડું ખરાબ ?
નાલાયક, કેળવાયલો ન થાએ, ઓ દાનાત !
તરે કેમ પાણી પર પથ્થરનું નાવ ?
એકજ છે વરસાદનો મિઠો ખવાસ, ૫
સરખો તે ઉતરેછે સઘળી પેદાશ,
પણ ઉગેછે બાગમાં ગુલલાલા રંગીન,
ને કાંટાઓ ઉગેછે ખારની જમીન.

# બખીલ.

(શેખ સાઅદી ઉપરથી)

જો બખીલની મોરાદ પર આસમાન ફરે,
નસીબ તેના સખુન પર વાકુ વરે,
હમેશાં હોએ તેની ગજે કારૂન,
હોએ તેને તાબે આ ધરતી ચોગુણુ,
કરે અગર જમાનો તેની સેવા, ૫
પણ નામ તેનું લેવાનું નથી રવા
નો કર તું બખીલના માલ પર નજર,
નામ તેનું નો લે તું જુબાન ઉપર
આરમ જોરો તેને ગર બંદગીનો ચાર,
પણ સેરટ તો છે તેનુ દોજખનો ચાર ૧૦
હોએ તેની પાસે ગર દોલત ને જર,
પણ ધક્કા ને મુકી છે તેની સરજત



## જુઠઈ.

( શેખ સાઆદી ઉપરથી )

જુઠાઈ જે આપે સુનેહની વધઈ,
તે બેહતર છે ખરતાને પેદી મચ્ચઈ,
જે ઊગાને ફિત્નો, ને કીનો, લડઈ



# મોહત.

(શેખ સાઅદી ઉપરથી.)

સુતાછ ઘણા નામવરો જગની હેઠલ,<br>
નિશાન જેમની ન રહી આ ધરતી પર તલ;<br>
બુઢ્ઢી તે લાશ, જેને સોંપીછ જમીન,<br>
ખાધી તેને જમીને એવી તો સાફ,<br>
કે નામનું એક હાડકુંબી નહિ રેહ્યું હોય. ૫<br>
મુબારક છે નામ નોશેરવાનનું અમ્મર,<br>
ઈનસાફની બરકતથી તાજું ને તર.<br>
ઘણાએક આવીને દીઠી આ જેહાન,<br>
પણ મેલવ્યું ન કોઇએ નોશેરી માન.<br>
અરે ઓ ભાઈ! કંઈબી નેકી તું કર, ૧૦<br>
ને ઊમ્મરની ઊપર તું સંતોષ પકડ,<br>
અગાડી તેની કે ઉઠે પોકાર,<br>
કે મોહતના હાથ પર તું થયો શેકાર.

# ભુંડઈ અને ભલઈ.

( શેખ સાઅદી ઉપરથી )



ઉગારતી નહિ સંબુલને ખારની જમીન,
તો બીજ તેનુ તેમા ગુમાવી નો દે,
કરવી બદ લોકોની સાથે ભલઈ,
એ છે કરવી નેકની સાથે ભુંડઈ

# બાહદુરી.

(શેખ સાઅદી ઉપરથી)

---

રીત બાહદુરી નથી કે પીઠને બાહદુરી,
એ પગ પર નાહસતી, તું પાછળથી જોએ;
અસીન બાહદુરી એ છે કે બાહદર આ સર
ને ઉમ્મરજ કપઈ પણુ જમીન ઉપર.
અગાડી તેની ક
કે મોહતના હાથ ૧



# દોરંગી દુનિયા.

(શેખ સાઅદી ઉપરથી.)

---

નેગાહ કરી જો, આ ગુંબજ ઝરનેગાર,
કે છે છાપડું જેવું મજબુત બિનઆધાર.
એ ફરતા આકાશના તંબુ પર લોચન
ફેરવીને, જો ! તેમાં ચેરાગ રોશન.
એક છે ચોકીદાર, બીજો કરેછ રાજ,
એક માગેછ દાદ, બીજો મોહતાજો તાજ.
એક છે દુખી-જીવ, બીજો દોલતમંદ,
એક પામેછ જીવન, તો બીજો મરણ.

એક ઓઢે સાદરી,[1] તો બીજો ગાદી,
એક પેહરે રેશમ, તો બીજો ખાદી. ૧૦
એક માગે ભિક્ષા, બીજા પાસે જર;
એકને નહિ મોરાદ, બીજો તેથી તર.
એક છે નિરોગી, બીજો નાતવાન,
એક સાવે બુઢ્ઢો, તો બીજો જવાન.
એક નેકી કરનાર, બીજો ગુનેહગાર, ૧૫
એક દગો રમનાર, બીજો પહરેજગાર.
એકને છે ખૂશીના બાગમાં બેઠક,
એકને છે, ગમ હોવે, દુખ ને મેહનત.
છે એકની પાસે ખજાનો બિસ્યાર,
બચ્ચાના નાન માટે બીજો ગમખાર ૨૦
એકની ખૂશીની મિણબત્તિ રોશન,
રોશન દિન, રાત છે, બીજાને મન
એક છે પ્રજાપતિ, બીજો પ્રજા,
એક છે ઓહ્દેદાર, તો બીજો ગદા
એકને છે ખુશાલી, બીજો ગમખાર, ૨૫
એકને છે મોરાદ, બીજો તેથી બહાર.
ખૂશાથી હમેછ એક ફુલની મિસાલ,
તો બીજો મુશ્કેલીથી કુટેછ કપાલ.
બદગીમાં બાધી જો એક કમર,
તો બીજે કાહડી ગુનેહ તમામ ઉમર. ૩૦
રાત દાહડો એક પાસ છે ખોદાઈ કેનાખ,
તો બીજો પીરામાં છે ગયલો બેનાખ

૧ ખાદી

એકની નેક કેરદાર ને નેકી પર ભાવ,
બીજો ફન-ફરેબને દર્યે ગરકાવ
એક છે કાબેલ્યતથી થયેલો હુસ્યાર, ૩૫
બીજો છે નાદાન ને નાભેરાીદાર
તેજથી છે એક મર્દાનો ચાલાક,
તો ભુડાઈથી છે બીજો આવશુ નાપાક
એક છે ગુમાસ્તો ખરો એમાનદાર,
બીજો નામે ગોદડો, પણ દિવાનને ખાર ૪૦

## જીવ પર આવેલું માણસ.

( શેખ સાઅદી ઉપરથી. )

બનેછ જ્યારે માણુસ શિકસ્ત ને આજેજ,
જબાન તેની બનેછે લાબી ને તેજ,
જેમકે બીલાડી જે હારેલી થાયછ;
તો કુદીને કુતરા પર કીનાથી જાયછ



# ગચલી તક.

( શેખ સાઅદી ઉપરથી )

---

ધર્યો હોએ ઝાડે જો તરતનોજ પગ,
તો મરદ છે એક તેને ઊખેડવા બસ ;
પણ થોડો વાર રહી તેની જમીનમા જડ,
તો સચોળી તોડવા છે મેખ તેની રદ
પથરો એક અટકાવે નાલાનુ મુખ,
પણ આવી જો પુર, તો તેની સનમુખ,
ઉછાલે જો હસ્તીથી પોતાનુ કદ,
તો વટાવા નહિ પામે તે તેની હદ

## સ્વાર્થ અને અસ્વાર્થ.

(શેખ સાઅદી ઉપરથી)

અરધું એક નાન ખરો ધરમી જે ખાએ,
તો અરધું બીજું તેથી પારકાને જાએ
ઇતી તેષ શાદ અમર ખરોને માન,
પણ ઈચ્છે તે બીજે એક લાલસાને હાથ

## ઉડાઉ અને આશક.

( શેખ સાઅદી ઉપરથી )

ઉડાઉની હથેલીમાં, પૈસો, કરાર
નહિ પામશે, કદી;
આશકના દિલમાં, ધીરજનો વિચાર,
નહિ ટકશે, કદી;
પાણી, સુરાખવાલી ચારણીની માંહે,
નહિ થોભશે, કદી.



# દિવસનો અંત.[1]

(લૉન્ગફેલો ઉપરથી.)

આવ્યોછે ધરતી પર દિવસનો અંત,
ને અંધારી ચોમેરથી ફેલાતી જાયછ;
પડેછ રાતની પાંખમાંથી-જેનો કાલાસ,
ગરૂડ પખી જે રીતે ઊડતું, હેઠલ,
સિહા તનથી પીછું એક ખરતું કરે. ૫

ધુમ્મસ વચ્ચે ગામડાંનો બલનો ચેરાગ,
ઝરમર વરસાદની માંહે મારેછ ઝમક;
અણદીઠ ઉગર માદરૂં દલગીરી માંહે
તણાતું જાયછ, ને ધિચકારો જીવ,
જોર તેનું તોડવાને છે લાચેલાજ. ૧૦

1 The Day is Done.

જે દલગીરી હાલ માહરાં જીગરમાં છે,
તે દલગીરી દુખ મહને દેતી નથી,
ગમગીનીને તેમેં છે એટલોજ સંબંધ,
જેટલો છે વરસાદને ધુમ્મસની સાથ.

આવ અને ગા તું કંઈ મધુર વચન! ૧૫
કવિ-હાથે થયો હોએ જેનો જનમ,
જે સેહેલો ને સુતરો, ને વેહતો સરલ,
કાહડે માહરી ગમગીની જીગરથી બહાર,
ને દિવસની રંજેથી કરે છુટકાર.

કોઈ મોહટા કવિનો નહિ જોઈતો વચન, ૨૦
બુલંદ જેની વાણીથી ધુજે ગગન,
કારણ તેનાં ગાયનનું શુરબેર વજન,
મેહનત, મશાકત; ને જેહમત, ને રંજ—
ના પ્યાલોથી કરેછ ભરપુર માહરૂં મન.

જોઈએછ મહને કોઈ સાદો સુતરો વચન, ૨૫
નરમ જેની અસરથી મેળવે આ તન,
જોઈતી આમાએશ, ને સુખ, ને અમન
વાંચ તેથી તું કોઈ નાથજોગ વચન!
ખુદ જીગરના ઉભરાથી કહડાયતો બહાર:
મિસાલ તેની એ કે જેમ ગરમીની રત, ૩૦

છોડે વેહતાં વાદલથી પડતો વરસાદ;
અથવા તો આંખોના પરદાથી બહાર,
નિકલી પડે જે રીતે આંસુની ધાર.

એવા કોઈ કવિનો વાંચજે વચન,
જે રાતની વખતે કોઈ પાહડની કદણ, 35
ઊહાડી મગજમાં કવેતની અગન,
અથવા તો દિવસને બલતે વખત,
ખમી જઈ સુર્યનુ કિરણ સખત,
રંજ અને મેહનતથી લેતો ઝેહમત,
ઉકલાવે પોતાના તનનું રગત, 40
ને મધ જેવી વાણીને આપે જનમ;
વાણી, જેથી મનુષના દુખ્યારાં મન,
તજે ખુદ જીગરનુ દુખ ને અગન,
જે મિસાલે બન્દગી કીધા પછી,
સુખી થાયછ માણસનો દુખ્યારો જીવ 45

પસંદ તેથી કર તુ કોઈ એવી કવેત,
દોડે જે પર માણસનુ જીગર ને હેત;
મિઠાસથી ગા તેને એવી સરલ,
કે ચલિયાંના રાગ જેવો મધુર હલક,
આપે તેને મિઠાસથી વધુ લેહજત 50



# દાહડો અને રાત[1]

(લૉન્ગફેલો ઉપરથી)

કાને મે દિઠો બપોરની વખત,
ચંદરને જતો આકાશની ઊપર,
દિસે તે વાદળમાં ઝાંખો ને મંદ,
હોએ જાણે બાળકનું કાગજ-પતંગ  ૪

કાને મે બપોરના ઘોરે દિવસ,
વાચ્યો એક કવિનો નાદર વચન,
દેખાયો તે મહને ઝાંખો ને મંદ,
બિનતેહજતી, લુખ્ખો, ને દુખનો બેરંગ  ૮

1 Daylight and Moonlight.

પણ સોરે દિવસનું બળતુ કિરણ,
પચ્છમની ઓરદમા પામ્યુ મરણ;
પડી તેની પુઠ ઊપર અધારી રાત,
ને ફેલાયુ ધરતી પર શાતીનુ રાજ. ૧૨

તે વખતે ચદર પુર દમામની સાથ
નિકળ્યો ઉચે, ને તમામ પૈદાશ—
ની લુગી અધારી, ને સોપ્યો ઊજાસ,
બદલતો દિનસમા રાતનો કાલાસ ૧૬

અને પેલા કવિનો નાદર વચન
ધુજ્યો માહરે કાન જેવો તબુરનો તાર,
તમામ તેની ખુબી મે જાણી તે વાર,
ભેદ તેનો ઓહલો, ને કીર્તિ અપાર ૨૦

# માહરો પ્યાર.[1]

(લૉન્ગફેલો ઉપરથી)

હોયછે દરિયામાં મોતીઓ પાક,
ને આકાશના અંતરમાં તારાની જાત,
પણ જીગરમાં છે માહરાં દિપતો હઈયાત,
તારા ને મોતીથી ચહડતો મુજ પ્યાર. ૪

મોહટો છે દરિયો ને બુલંદ આકાશ,
પણ તેથી છે મોહટું આ માહરૂં જીગર,

1 The Sea Hath its Pearls (from the German of Heinrich Heine)

તારાથી ચઢતો ને મોતીથી પાક,<br>
પ્યાર માહરો આપે ત્યા બળતો ઉજાસ ૮

માશુક માહરી પ્યારી તુ આવ માહરી પાસ,<br>
ને કર માહરા જીગરમા તુ તાહરો વાસ;<br>
આએ જીગર, ને દરિયો, ને ઉચુ આકાશ,<br>
પ્યાર તાહરો મેળવના રાખેછે આશ ૧૨



ઉઘડેલી જોઈ તેની બારીઓ મે,
હવામા હીલીને હિચકા તે ખાએ,
પણ બાળકના ચેહરા જે દિસતા હતા,
તે હવે તેમા નહિ હસતા દેખાએ ૮

કુતરો જે ઘરની બાહે પલાયવો છે,
તે ઉભોછે ઉંબરની ઊપર આવી,
રસ્તા ઊપર જોયછે તે છોકરાની વાટ,
છોકરા જે નહિ હવે ફરશે ફરી ૧૨

દેખાતા નહિ તેઓ ગુલમોહરની હેઠ,
સુહનુ છે ઘેર તેમની રમત વગર,
છે ગમગીની, દલગીરી, ચુપકીદી, લા
ઝુમેલી ચોમેરથી ચાહરો દશા ૧૬

ચલતી ડાહલીઓ પર પખેરા ગાએ
સમાનુ પોતાનુ ગાનુ મધુર,
પણ બાળકના મધુર ને મિઠા વચન,
થયાછે ઘાસ હેઠે ઘોરમા દફન ૨૦



# તીર અને ગીત.[1]

(લૉન્ગફેલો ઉપરથી)

તીર માર્યો મેં એક હવાની અંદર,
જઈ પડ્યો ક્યાં તે મહને નહિ ખબર,
કારણ એવો જલદી દોડ્યો કે નજર
દોડી નહિ શકી તેની બરાબર                    ૪

ગીત ગાયું મેં એક હવાની અંદર,
જઈ પડ્યું ક્યાં તે મહને નહિ ખબર,
કારણ કોણને છે ઉંડી મજબુત નજર
એવી કે તે દોડે ગીત બરાબર                    ૮

ઘણે ઘણે વારે એક પીપળ અંદર,
પામ્યો મહને તીર પાછો આખા વગર,
અને પેલું ગાયન પ્રથમથી આખર
તક, પાછું પામ્યું એક દોસ્તને ઉગર            ૧૨

---

1 The Arrow and the Song.



# ભાગેલું વહાણ.[1]

(લૉન્ગફેલો ઉપરથી)

નિકળ્યું તોફાની સાગર ઊપર,
દુરની મંજલને માટે એક વહાણ,
માનેક તેમાં હતો, ને છોકરી તેની,
અમનો ફિરે ને પુણુમનો ચાંદ
નરમ તેનો ગાલ જેવું ખીલતું કમળ, ૫
કપાળ ઊપર વાળોના પુરેલા વન,
બનું તેની આંખ એવી ભમરી ને ગોળ,
માગુમ તેને જોતામાં બને કુરબાન,
હતી તે જેવી એક ઊગતી સહવાર,
ઉદરમથી આસમનું કરતી રક્ષણ ૧૦

---

1 The Wreck of the Hesperus

છાતી તેની હતી જેમ પહોળો બરફ,
ને હોઠોમાં ચહડેલો ચણોતી રંગ;
બદન તેનું કાહડે ચોમેરથી સુગંધ,
કપાળ તેનુ ઊચું, ને ચલણ લટક.

ધણી ઊભો વહાન ઊપર મરડે સુકાન, ૧૫
મોહડે હતી મરવત, ને આંખોમાં શાન;
લુચ્છઈથી અલાહેદો હતો તેનો જાન,
ને ઊભેલો તુંતક પર ધીરો ને શાંત,
નરમીથી જોતો તે દરિયાની તાન.
દરિયા ઊપર ધમીને આવતો પવન, ૨૦
આડો તીડો ધુમ્મસ પર ધરતો કદમ,
ઘડી તેને ઘસડે તે પચ્છમની ગમ,
તો વલી તેને મોકલે તે પાછો દખ્ખણ.

આવ્યો એક ખમાસી તુતક પર બહાર,
પહડેલ નહિ પણ હતો તે ઘરડો કદરેલ, ૨૫
આપ્યો તેણે પોતાનો એવો વિચાર:
"દિસેછ મહને તોફાનની આવતી એક વીર;
આએ પેલાં સામેનાં બારાંની માંહે
ધમરતું જોઈએછે આપણું આ વહાન;
ભયાનક દેખાવ મહને દિસેછે આએ, ૩૦
ઊતરશે એક જબરૂ ને બારે તોફાન.
શું જોયો'તો નહિ તમે રાત્રિનો ચાંદ?

કેવો હતો તે રાતો લોહીની સમાન !
ચક્કર તેની આસપાસ એક વલય હતુ,
આજે નથી દેખાતી તેની નિશાન" ૩૫

હસ્યો તે માલેક ને બોલ્યો વચન —
"નથી તાહરી ધાસ્તીમાં લેહજે વજન,
છે તાહરા ભેજાનો ખાલી તે ખ્યાલ,
વજુદ નથી તેમાં"
ધસ્યો પવન,
ચોમેરથી ધડો ને મારતો પોકાર, ૪૦
ઉત્તર ને પૂર્વના ખુણાની વચ-
થી આવ્યો તે ઝટ, ને જેમ એક લોહવાડ
ચોકે એરણ ઉપર લોખંડ જરથં,
તેની રીતે પડ્યો તે તોફાન પવન,
જોરમંદ ને સખત એક ધસારામંદ ૪૫
અટકી પણ એક દમ તે ચોકીને વહાન,
તુટા તેના દોનો ને સઢોના બંદ,
વાંખું તે બે દમ, પણ હટયું પછી
ચઢલું મોજાઓના ઢોગ પર શીણું,
ને ગુસ્સાથી રડયું તે દરિયાનું જાન ૫૦
"આવ માહરી દીકરી ! ના દેહશત તું ખા,
તોફાન પડશે હેઠે, ને જશે ગરબ,
દરિયાની સપાટ પર આપણું આ વહાન
ના દેહશત તું ખા !"
ડગલો નેપ્યુ ટેક

ઊતારીને ઓઢાડ્યો છોકરી ઊપર, ૫૫
સપાટાથી પવનના કીધો બચાવ,
અને પછે દોરડાનો કટકો એક લઈ,
બાંધી તેને તેથી એક પાટિયાંની સાથ.
"ઓ પીતા! પડેછ મ્હારે કાને શબ્દ,
હશે તે મરણનો ગમગીની-ઘંટ". ૬૦
"દીકરી! તે છે એક ખડક ઊપર,
ધુમ્મસથી વહાણોના બચાવ થકી,
બાંધેલો પાણીમાં બુડેલો ઘંટ;
નથી તે મરણનો ગમગીની-ઘંટ,
ધાસ્તી તું નો કર ને સબર પકડ." ૬૫
"ઓ પિતા! પડેછ મ્હારા કાનની ઊપર
તોપોનો નાદ." "બચાવ થકી,
ખડક પર ભાંગેલું હશે તે વહાન,
તોપોના માગમાં કરતું પોકાર;
સાંભળે જો કોઈ તે તોપોના નાદ, ૭૦
તો મોહતના મારામાં પડ્યાં મનુષ્ય,
જોખમમાં પડેલા પોતાના જીવ-
નો મેલવે એલાજ, હશે એ નેમ."
"પિતા! મ્હારી આંખે એક દીપક નજર
પડેછ, ઓ કેહ મને! હશે તે શું?" ૭૫
પણ પિતા તો પામ્યોનો તે પામ મરણ,
કાહડી ન શક્યો તે એક પણ વચન.
સુકાન ઊપર અકડાઈ તે પામ્યો હતો,

સદાની નિંદ્રામાં, પોતાનું મોહત.
પડતાં બરફ વચ્ચે ફ્રાનસ-ચેરાગ, ૮૦
તે પિતાની મુવેલી ઉઘાડી આંખ
પર નાખતો'તો પોતાનું ઝાંખું કિરણ.
જોયા તે દીકરીએ પોતાના હાથ,
મોકલી તે કિરતાર પર બંદગી બુલંદ;
ધરમના સાયામાં મેલવ્યું સુખ, ૮૫
તોડ્યું તેણે આફતનું ચહડેલું જોર.
તોફાન થયું નાબુદ, પણ ભાગેલું વહાન,
ધસડાતું પાણી પર, ચાલ્યું નિર્મલ.
તોફાન થયું નાબુદ, પણ કોઈ કોઈ વખત
આવતો કિનારેથી ઘોંઘાટ અવાજ, ૯૦
હતો તે દરિયાના મોજાનો નાદ,
અફડાતો કિનારે ખડકની સાથ
ધસડાતુ વહાન તે ખડક ઉપર
અફડાયું જઈ, ને મોજાને જોર,
ડુબ્યું તમામ તે વહાનપરનુ લોક. ૯૫
ચોંહટું તે વહાન જ્યાં મોજા સુફેદ,
પીજેલાં ઊન જેવા લાગતા નરમ;
પણ સખત ખડક ઉપર બાજુ તેની,
ગોધો જે રીતે, સિંગડાને જોર,
વીંધી નાખે જંગલમાં ભટકતું મનુષ, ૧૦૦
તેવી રીત વીંધાઈને ડુબ્યું તે વહાન.
દોરડાં તેના છુટા, ને તુટેલા સઢ,
ત્યાં ત્યાં પાણી પર તરતા હતા.

ઊગી જ્યારે દરિયા પર પાછી સહવાર,<br>
માછીમારે જોઈ તે કિનાર ઉપર, ૧૦૫<br>
દયાળુ દિલે, ને દયાળુ આંખ,<br>
પછડાઈને પડેલી છોડીને એક<br>
સુકાયુ હતુ તેની છાતી ઉપર,<br>
દરિયાનું જલ, ને આંખો અદર<br>
સુકયા'તાં આંસુઓ તેના સદા ૧૦૦<br>
જાન તેનો તજીને ગયો'તો તન,<br>
ને આવ્યો'તો આફતનો છેડો ને અત.





# કુદરત—દેખાવ.[૧]

(લૉન્ગફેલો ઉપરથી.)

કેવું હતું ખૂસ, જ્યારે જંગલની માંહે,
લીલોત્રી ચોમેરથી મારતી દીપક;
ધરતો પવન જ્યારે નમતું કદમ,
ને ઝાડોમાં અણુદીઠો થતો ખતમ.
એવા સુખ–વખતમાં ઝાડોની માંહે, ૫
હેઠાણુમાં ઝુમાતી ડાહલી ઉપર
પડીને, તે નીચી ડાહલોની માંહે,
અંધારો છાંય, અને તડકાનો છાપ,
વારાફરતી આવીને એકકની પુઠ,
કરે કેવી જોનારની આંખોને છક। ૧૦

૧ *Prelude* ની પહેલી થોડી લીટીઓ.

અથવાતો કેવો તે દિસે દેખાવ,
ગંભીર, ને ચુપ, અને કરનારો છક,
જ્યાં સુર્યનાં કિરણો માંડવની માંહે,
ઉંચાણથી નીચાણ ન આવતાં શકી;
અંધારાંમાં જ્યાં કાલાં પાતરાંઓથી — ૧૫
ગુચવણ ભરી હતી એક થયલી વણુત,
દેખાવ જેનો આપે, જેમ વણાયલું હોએ,
છત્ર એક પાનોનુ લાંબુ ને મસ;
છાંયો જેની નીચાણમાં મુશકેલીથી,
અંધ્યાર તે જગામાં, આવતો શકી. — ૨૦
એક જુના જમાનાનાં ઝાડની હેઠલ,
હું પડીને જોતો તે શોભીત દેખાવ;
ઝાડ, જે ઉંહાવી પોતાની ડાહલ,
હીલવી પાતરાંઓ ને થતું ખુશાલ;
પોહલાં તે પાતરાંઓ ઉચકીને હાથ, — ૨૫
ઘોકતાં ખુશાલીમાં એકકની સાથ.



# ગામડાંનો લોહવાડ.[1]

(લૉન્ગફેલો ઉપરથી.)

ફેલાયલાં એક ચેસનતી ઝાડની હેઠલ<br>
ઉભોછે ગામડાંનો ખડતલ લોહવાડ;<br>
છે માતેલું કદ તેનું બોલકું ફરાખ,<br>
સાંધા છે મજબુત, ને રાહઘોડી હાથ.<br>
મજબુત તેના હાથો પર બેઠેલી નસ　　　૫<br>
જેમ લોહડાંના પાત. છે માથાં પર બાલ,<br>
કાલા, ને સુકા, ને લાંબા એવા,<br>
હોએ જાણે સોખંડી વસેલા તાર.<br>
પ્રમાણીક પસેવો છે તેને કપાલ,<br>
મલતું તે ખાયછે, ને કાલની ફીકર　　　૧૦

[1] The Village Blacksmith.

પાડે છુટાં છલાંને હીલતો અનાજ, ૩૫
ને નાખે ફૂંકી તેને જમીન પર બહાર.

શોટેછ તે ભક્તિથી ધર્મનું સ્થાન,
ને ધરેછ તે ખોદા પર પોતાનું ધ્યાન;
લેઈ જાયછ તે દીકરીને પોતાની સાથ,
ને આપેછ તેને ઈશ્વરની ભક્તિનો પાઠ; ૪૦
ખુશી તે થાયછ જોઈ તેનો દેખાવ,
ને દેખાડેછ તે ઊપર જીગરનો ભાવ;
સાંભળેછ તેની બંદગીનો તીણો અવાજ,
લાગેછ તેને તે તેની ઓરતનો સાદ,
કીધોછ જેણે બેહસ્ત અંદર પોતાનો વાસ. ૪૫
યાદ તેને આવેછ તે ભલી ઓરત,
આંસુ તેની આંખોમાં ફુટેછ તરત,
ઊચકેછ તે પોતાનો ખરબચડો હાથ,
ને લુછેછ તે આંસુને રડતો લોહવાડ.
ખુશાલી, ગમગીની, ને મેહનતની સાથ, ૫૦
ખતમ કરેછ એ રીત તે જીંદગી લોહવાડ.

ધન ઓ લોહવાડ! તાહરી મેહનતને ધન!
તેં શિખવ્યોછ મહને એક ઊત્તમ સબક!
તાહરીજ પેરે જીંદગીની ભઠ્ઠીની પાસ,
ઉદ્યોગથી શોધશ હું માહરૂં રજક; ૫૫
તે ઘોધાટી દુનિયાની એરણ ઊપર
ઘડીશ માહરા વિચાર ને કામો અમર!

# સદા સુગંધ અને માહરી માશુક.[1]

(લૉન્ગફેલો ઉપરથી)

ઓ સદા સુગંધ! ઓ સદા સુગંધ!
　　　　કેવો છે તાહરામાં જાતિનો ગુણ!
　ઉનાળામાં તું આપે ફુલોનો બાહાર,
　વળી પાછુ શિયાળામાં તેવું જ તૈયાર!
ઓ સદા સુગંધ! ઓ સદા સુગંધ!
　　　　કેવો છે તાહરામાં જાતિનો ગુણ!　　૬

ઓ નાજુક નારી! ઓ નાજુક નારી!
　　　　બેવફાઈથી છે કેવી નગુણી તું!
　હાલત માહરી સારી જોઈ ચાહ્યો મહને,
　ને નમતી મુજ હાલતમાં તજ્યો મહને!

---

1 The Hemlock Tree

ઓ નાજુક નારી! ઓ નાજુક નારી!
બેવફાઈથી છે કેવી નગુણી તું! ૧૨

ઓ પંખી બરબોલ! ઓ પંખી બરબોલ!
ભુંડી તાહરી રીત લીધી માશુકે મુજ!
હુનાલામાં ગાયનનો ખોલેછ તે કંઠ,
તો વસંતમાં પાછું તે ગાવાનું બંધ!
ઓ પંખી બરબોલ! ઓ પંખી બરબોલ!
ભુંડી તાહરી રીત લીધી માશુકે મુજ! ૧૮

ઓ ખેતર-નાલાં! ઓ ખેતર-નાલાં!
છે તાહરા સરખી મુજ માશુકી રીત!
પડતો છે જ્યાં તક વાદલથી વરસાદ,
પાણી તાહરાં દોડેછ ને કરેછ આબાદ;
પણ હુનાલામા તું પાછુ સુકઈ તમામ,
કરેછ તે લીલીને પાછી બરબાદ! ૨૪
ઓ ખેતર-નાલાં! ઓ ખેતર-નાલાં!
છે તાહરા સરખી મુજ માશુકી રીત!





# સહવારનું પોહર.[૧]

(લૉન્ગફેલો ઉપરથી)

દરિયામાથી નિકલ્યો એક દીન પવન,
ને બોલ્યો તે એ રીતના ફુકતો વચન,
કે "તજો તમ ધુમ્મસો ધરતી–મહક,
ને આપો મુજ કમીના સેવકને વગ!"

દોડી ગયો પવન તે વહાનની તરફ, ૫
ને ફુક્યા તેના સઢ ઉપર એવા હરફ,
કે "અરે ઓ તુ જતુ જલની ઉપર!
ખુશાલીથી કરજે તુ તાહરી સફર,
કે ઉગીછે ધરતી પર બનતી ફજર!"

૧ Day break ની પેહલી થાડી લીટીઓ

દોડ્યો તે પવન જગત પર દરાઝ, ૧૦<br>
ને કહ્યુ કે "ઓ તમો તમામ પેદાશ !<br>
ખૃશબખ્તીથી કરો ખોદાની મેપાસ,<br>
કે ફુટ્યો પૂર્વમા સૂર્ય-પ્રકાશ!"



મેદાનોનાં મધમાંથી થાયછે પસાર,<br>
કોઇ ગુજરેલાં મનુષની ધીમી પાદસ;<br>
વાગેછે દેવલમાં લોખંડી ઘાંટ,<br>
ગુવાં તે મનુષ પર કરતો રડન.      ૧૨

તમામ માહરી શક્તિઓ મારેલી સુહન,<br>
અવાજ તેનો સાંભલતાં બનેછે તેજ,<br>
જેમ જેમ તે પાદસનો ધીમો દેખાવ,<br>
ગભીર ને ચુપકીદો થાયછે પસાર.      ૧૬





# ઉંઘાયલી માશુક.

(લૉન્ગફેલો ઉપરથી)

બતુ ને ઉંડા આકાશની અંદર,
ઓ તમ ટુનાનાના તારા રોશન!
દિવા પેરે અદ્ધર લટકતા અંતરંગ,
કરો તમ સુનેરી રોશનીને કમ!
કારણ મુજ માશુક આ સુતેલી છે!
આ સુતેલી છે!
સુતેલી છે!

ઓ તુ ટુનાનાના ઝાંખા ચંદર!
પશ્ચિમ ભણી દેખાતો, પંતી પીઠ-
મા પઈ જા તુ ગુમ! ને રોશનીને તુંજ,

અગસથી ના કર તુ ફોકટ બરબાદ!
કારણ મુજ માશુક ત્યા સુતેલી છે! ૧૦
ત્યા સુતેલી છે!
સુતેલી છે!

ઓ તુ ઉનાલામા દોડતા પવન!
વેલાઓની ઉપર તુ અચકીને થોભ!
કર તારી પાખોને ફફડતી બધ,
ને ઘોઘાટને તજીને ચુપકી પકડ!
કારણ મુજ માશુક ત્યા સુતેલી છે! ૧૫
ત્યા સુતેલી છે!
સુતેલી છે!

ઓ તુ ઉનાલાના સ્વપ્ના! ઉતર,
ને કર માહરી માશુકને તુ એવી જાણ,
કે હુ તેની પડોશમા રાતને દરમિયાન,
ઉંઘાતી તે માશુકની કરુછ તપાસ,—
માશુક જે બેફિકર સુતેલી છે! ૨૦
ત્યા સુતેલી છે!
સુતેલી છે!

# છોકરો અને નાળું.

(એક આરમીન્યન ગીતના લૉન્ગફેલોએ કીધેના
તરજુમા ઉપરથી)

પાહડી કઢણમાથી નાળુ ધસેછ,
ને વેહતુ તે ગામનામા થાયછે પસાર,
છોકરો એક ધોયછ તેમા પોતાના હાથ,
ને મિઠા ને મધુર તે પાણીની માહે
ઉભો રહી પુછેછ તે તેને સવાલ — ૫

"નાના ઓ મિઠા, ને મધુર, ને થડુ!
આવેછ કિયે ડુગરથી તાહરૂ ઝરણુ?"
"હુ, પેલો ઊંચો ને થડો પર્વત,
ઓળંગીને આઉછ, ત્યા થડુ બરફ
છે નરા પર જુન્નુ, એક પર જમાવ, ૧૦
પધરતુ હુનાળાની ગરમી અદર"

"નાલાં ઓ મિઠાં, ને મધુર, ને થંડ!
કેઈ નદી પર ધરેછ તું પોતાની રાહ?"
"હું જાઉંછ પેલી નીચાણની નદી તરફ,
જ્યાં ઉગેછે ડાહલો પર ચંપેલી-ફુલ, ૧૫
જ્યાં સૂર્યનાં કિરણો, છાંયદાની માંહે
ઉતરીને, વણેછે રૂપ્પાં-વણત."

"નાલાં ઓ મિઠાં, ને મધુર, ને થંડ!
કેઈ વાડીમાં લેમછ તાહરી સુહમારી વાટ?"
"હું જાઉંછ પેલી વાડીમાં ખીણુની અંદર, ૨૦
બુલબુલ જ્યાં ડાહલો પર બેસીને ગાયછ,
(જ્યાં તક કે રાત્રીનો આવેછે અંત)
પ્યારથી ભરપુર તેનું ગાનું મધુર."

"નાલા ઓ મિઠાં, ને મધુર, ને થંડ!
ધરેછ કિયે કુંવારે તાહરું કદમ?" ૨૫
"હુ ધરુંછ તે કુંવારે માહરૂં કદમ,
જ્યા કિનારે નારી જે તુને પસંદ
કરેછ, તે આવીને પીએછે જલ;
અને જ્યારે તે તેમાં ફેંકેછ નજર,
મલવા તેને ઉઠી ચુમેછ તેનો ચેહર, ૩૦
ખુશાલીમા જ્બકઈ એક આયકની પેરે."

## પ્યારની ફીલસુફી.

(શૅલી ઉપરથી)

---

નદીઓમા ખાની થાયછ વેહતા ઝરણુ,
ને નદીઓ દરિયામા થઈ જાયછ પસાર,
આકાશના મધ અદર ઉડતો પવન,
મોહબતથી બેનાયછે, સાજ ને સહવાર.
દુનિયાની ચીજો કઈ સેકડોની સાથ        ૫
મોહબત વગર નથી એક ચીજ અહિ હૈયાત,
ખોદાઈ એ કાયદાથી ચીજો તમામ,
એકકમે બેનાઠીને મેળવેછ આરામ
તો તેઓનીજ માફક હુ તાદગી અદર
બેવાનો તુ માથે મેળવુ આરામ        ૧૦

ચુમેછે આકાશને ઊંચા પર્વત,
ને મોજાઓ એકકને હાથોમા લેયછ ,
ફુલો કરેછ ડાળી પર એકમસે વાહલ,
ઝુમાતા એકક પર થતા ફીદા
ધરેછ પ્રેમુ સૂર્યનુ તડકુ જમીન, ૧૫
અને પ્રેમો દરિયાને ચુમેછે ચાન,
નાખી તે પર પોતાના સુફેદ કિરણ !
પણ ફોકટ છે એ બધો દેખાતો પ્યાર,
જો માશુક તુ ન કરે મુજસે ચુમન !

# પાદશાહો વિષે.

(સૅાદી ઉપરથી)

રાજાઓ છે જેવા તારાઓ તેજ,
ઉગેછે જેઓ ને પામેછે અસ્ત,
દુનિયાની પૂજા છે તેઓને હાથ,
પણ આસાએશ તેઓને તેની નથી



# એક અટુલી ઘોર.

( શૅલી ઉપરથી )

એક ઉત્તરના દરિયાવના કિનારા પર,
તોફાની વા જે પર ઘુમે‍ઝ સદા,
આવેલી છે એક કમબખ્તની ઘોર
ઘોર તેને કોણ કહે ? છે પથ્થરની ગોડ.
ફક્ત એક તુમડી, ને હાડકાઓ સાત, ૫
છે તે બદબખ્તની દુનિયા-નિરાસ
પથ્થરની બાજુ, જ્યાં ઉગુ છે ઘાસ,
સુકેલા તણખાઓ ગણતીના સાત,
રખડતી હાલતમા પઆઠે ત્યા,
સુક્ષ તે ગુજરેલા મનુષના હાડ. ૧૦

નથી તે પર દુખભર્યો કોઇનો પોકાર,
સિવાએ દરિયાનો ઉઠતો ઘોઘાટ,
અને તે પર પાણીનો ફરતો વમલ
ત્યા કરેછ રડન, જે મિસાને એક
હલાક થતુ લડઇના મારામા ગામ, ૧૫
કાપ અને માર, અને વાહડ, અને ફાડ–
થી દુખ અને આફતની કરે ફર્યાદ





# અનેનસ અને મધમાખી.

( કાઉપર ઉપરથી. )

કાચનાં એક “ હોમ ” અંદર વાડીની માંહે,
અનેનસની હતી એક રોપેલી હાર.
હતાં તેઓ પાકેલાં એવાં તો પુખ્ત,
સૂર્યમા ઉભેલા હારે કટાર,
કે માખી એક, મધ ભેગું કરનારી, ત્યાં, ૫
ઉડી જતી થોભીને જોઇ તે દેખાવ,
અચરતીથી તે સામે જોવા લાગી
આવ્યો તેને એવો એક મધુરી વાસ,
કે કાચનાં તે ઘેર અંદર પેસવા વણી,
શોધવા લાગી કોઈ ખુણ, ખટોરું, વગ. ૧૦
ઉડી કીધી ચોમેરથી તેણે તપાસ,
અથડાવીને કાચો પર પોતાની ચુંટ,
પણ ફોકટમાં ગઈ તેની મેહનત તમામ ;
નહિ આપી કાચોએ તેને ભચક ;

જગ્યા હતા એવા તો ચીપોસે તાઇત ૧૫
ફક્ત તેમા જઈ શક્તી સુર્યની લાઇત
ગુમારીને એ રીતે અરધો દિવસ,
ચાની તે ઉડતી ગઇ બીજીજ તરફ

વિચાર્યું મે ત્યારે કે તાહરીજ મિસાન,
ઓ! તુ મિઠાસને શોધનારી માખ! ૨૦
છે માણસનું ગુનાહ પર લાગેલુ મન
મોજ્તે જે માણસને નથી રવા
બેશરમીથી તે ઉપર ભમેછ તે પુર,
ને ખોદાની રાહેથી ઉનઠુ તે જઈ
જોસ્સાથી તાનેછ તે પોતાનુ તન ૨૫
પેસુ જ્યારે દીનીને ગાડીમા જોયછ,
શોભીતી કાચોમા પરિયા મિસાન
ફેંકેછ ત્યારે તે તે પર મોહબત–નજર,
તીકી તેને જોયછે તે ગચો અદર
અનેનસની સાથે છે તેની મિસાન ૩૦
પેસુ છે માખી, ને દીની છે તે
ઓરત જ્યારે કાચોમા જહવેરને જોયછ,
ગોહરેના દુમને હારે કટાર
વિચાર એવો કરેછ તે પોતાની સાથ
અરે! ક્યારે આવે એ જહવેરો હાથ! ૩૫
ઘડિયાલો ને પોહચી વીટીઓ ને સીન
જોઇ, નાખે નિસાસો તેઓનુ દિન

ભર્યાછે કાચોમા પુરતા જહેરેર,
પણ ગજવુ ને પૈસો, છે બધેને વેર
ઓ! તુ મધમાખી! તાહરીજ મિસાન ૪૦
છે તેમની ઇચ્છાની વધેલી હદ
અરે! પણ વચમાનો અદેખો કાચ
ભાજે તેમની ઈચ્છા, તોડે તેમની આશ

છે તમામ મજેહો એનીજ મિસાલ
નજરે તે પડેછે પુરી ને પુખ્ત, ૪૫
પણ હાથ તેને લગાડવા સરજત નથી
ઈચ્છા આપણી, લેવાને, તે પર લોભાયછ,
પણ કાચના અનેનસો કાચમા દેખાયછ,
નથી આવી શકતા તે હાથોની માહે
નિરાશાથી બેઠે તેની પાસે ભમેછ, ૫૦
અને તેને લેવાને ભાજેછે કાચ,
પણ મચના અનેનસો કાચોમા રેહેછ,
નફામા હાથ લોહીલુહાણ મનેછ
ઉલટુ એથી, મચ્ચાઈ ને ડાહપણ ધરી,
જે નેળ ને નીતિનો રસ્તો ધરેછ, ૫૫
તે ઝેહરી પાનામાથી મધનો મિઠાસ,
ડાહપણ ને મચ્ચાઈથી મેળવી શકેછ

## એક પંખીને ભુખમેરે પીંજરાંમાં મારી નાખ્યું તે વિષે.

( કાઉપર ઉપરથી )

હતો એક વખ્ત જ્યારે જંગલ અંદર,
હું ઉડતું ને કુદતું, ને ડાહ્લો ઉપર
ગાતું'તું સુંદર ને મધ-રસ વચન;
ઝાડોના બીયાં, ને ફુલ, અને ફલ,
ખાતું, ને કરતું હું તે પર ગુજાર; ૫
આકાર માહરો હતો ખૂબસૂરત, ને હું
ધરાવતું તન ઉપર પીંછા નરમ,
મરઘ માફક જતું હું ડાહ્લો ઉપર,

ને મધુર ને સુંદર હુ ગીતો નવીન,
છુપાતું ડાહલીમાં, ગાતું હતું. १०
પણ ખૂબસૂરત આકાર ને પીછાં નરમ,
અને દર દાહડે હું ગાતું જે ગીત,
કીધો ન તેઓએ માહરો બચાવ,
જે વખતે હુ થયું માણસને હાથ
પકડઈને બંધ; તે કેદી હાલત १५
થયા બિનખોરાકે ભુંડા મુજ હાલ.
જે પીંજરાંની અંદર હું પડ્યું'તું કેદ,
તે પીંજરાંથી બહાર માહરો દુખ્યારો જીવ
મેં કીધો પસાર જે મનુષને હાથ
થયો માહરો એ રીતે કમબખત હાલ, २०
માનુ છ તેનો હુ ખરો ઉપગર-આભાર,
કે જીંદગીના દુખો ને આફત તમામ-
નો લાવ્યો તે અંત; કારણ કે જો
કીધી હતે તેણે મુજ સાથે ભલાઈ,
તો આજની ઘડીએ હુ પીંજરાં અંદર, २५
બીલ્કુલ એક જગ્યામા મોહટી જગત
તજીને, બલાપો કરતું હુ ત્યાં,
હજી સુધી બંધ અને કેદી હાલત-
માં સબડતું હોત

# નાક અને આંખ વચ્ચે વાદ:
# એક ચુકેલો કજ્યો.

(કાઉપર ઉપરથી.)

પડ્યો નાક ને આંખ વચ્ચે તટો ને જંગ,
ચશમો હતો તે બધા કજ્યાનું મૂળ;
તકરાર હતી એમ કે બંનેમાં કોણ,
ચશમો ભોગવવાને, લાયક હતુ.
કીધો તેમને પોતાનો વકીલ જબાન, ૫
જે તકરાર પર તકરારો લાવે મેદાન;
ન્યાયાધીશ હતો ન્યાય કરવાને કાન,
રાખેછ જે નરની ને મરજી પીછાણ.
નાકની તરફેણમાં ઉભ બોલી વચન,
"છે ચશમાનું નાક ઉપર સદા રેહઠાણ, ૧૦
મનસુફી છે દાવાની તેની તરફ,
તે અદબમાં પર છે જેતે કુદરતી હક."

એ પછે બોલી તે છબલી વચન,
અદાલતગા ચશમાને ધરતી ઊંચાણુ,
"ચશમાને નાક ઉપર બેસવા થકી, ૧૫
ખાચો છે આ — ઘોડા પર જીન,
તે મિસાલે નાક ઉપર બેસવા થકી,
છે તેનો બાંધો, ને ગચેલો ઘાટ,
પોહલા તેના ટાટિયા છે રચેલા શુભ,
બેમાડના નાક ઉપર તેને સાબુત ૨૦
કર્યે જો બીજો કઇ નાકનોજ વિચાર,
(બનેલુ છે એમ, અને બનશે સદા,)
હોતુ નથી ચેહરાની ઉપર જો નાક,
પેહરી નથી શકાતો ચશમો તે વાર,
સધી રીતે જોતા એમ આવેછ વિચાર, ૨૫
થયુછ જે તકરારથી માહરી પુગ્યાર,
ચશમાને મારૂ છે નાકનો આકાર,
કે નાકને માટે છે ચશમાનો ઘાટ"
લીધી પછે છબલીએ જુદીજ વનણુ,
વકીલોની હોપછે જે મિસાલે રીત, ૩૦
આખની તરફેણમા તે બોલી વચન,
પણ નહિ આપ્યુ કોરતે તેને વજન
આપ્યો એવો કોરતે સેરટ હેગમ,
મેહલ્યો ને સુતરો, મક્ લોકને પસંદ
"પેહરે જ્યારે ચશમાને ચેહરા પર નાક, ૩૫
દાબેલી રાખે લોક ત્યારે ચશમ."

# જા! જ્યાં માન તુંને મલવાનું હોએ!

(તૉમસ મુર ઉપરથી.)

જા! જ્યાં માન તુંને મલવાનું હોએ,
જા! જ્યાં નસીબ તાહરૂં ખીલવાનું હોએ,
પણ વખાણ જ્યારે તું-કાને મધુરો રસ
પુરે, ને બને તે તું પર કુરબાન,
અરે! ત્યારે તું તાહરી માશુકને યાદ,
બોલ! કરશે કે નહિ?　　૫

લોકોના મોહડાંથી મળતી વખાણ,
અણદીઠ ખૂશીથી ભરે તાહરો જાન,
અને કોઇ ઓરતનો પરાયો હાથ
દાબે તાહરા હાથોને પોતાની સાથ,
અરે! ત્યારે તું તાહરી માશુકને યાદ,
બોલ! કરશે કે નહિ? ૧૦

વધુ પ્યારા મિતરો તાહરી તરફ
દેખાડે પ્યાર, અને મોહબત-હરફ
થી કરે તુ-તારીફ, ને તાહરી ઉપર,
ખુશામતથી વરસાવે સુખનો વરસાદ,
અરે! ત્યારે તુ તાહરી માશુકને યાદ,
બોલ! કરશે કે નહિ? ૧૫

હોએ વાદલ ઝમકતો જ્યારે શુકર,
અને જ્યારે તુ તેની દેહાણુ અન્દર,
ફરતો હોએ કોઈ રેતી-કિનારા પર,
જોતો તે ખૂબસૂરતી ઝુમતી આકાશ,
અરે! ત્યારે તુ તાહરી માશુકને યાદ,
બોલ! કરશે કે નહિ? ૨૦

અને જ્યારે તું તે દિપતો સેતાર,
જોતી'તી તુ સાથે સાજને વખત,
જે વખતે તુ સાહરી બેસીને પાસ,

વખાણતો ખૂબસૂરતી તેની ખરી,
લાવી એ બનાવ તુ હૈડામા યાદ,
ફરતો તે જગ, તાહરી માશુકને યાદ,
બોલ! કરશે કે નહિ? 25

લાને જ્યારે હુનાનો પોતાનો અત,
રહ્યાસહ્યા ગોનાઓ ખરતા જમીન,
તીખી તીકી જોએ તુ તે પડતા રગીન,
થતો તેના રગ ઉપર દિલથી ખૂટી,
અરે! ત્યારે તુ તાહરી માશુકને યાદ,
બોલ! કરશે કે નહિ? 30

અને તે જમીન પર પડતા ગોનાઓ,
એક વેળા પ્યારથી તુ જોતો હતો,
કારણ કે ગોનાઓ તેને ઘુ લઇ,
તુ ખાતર વણતી એક સુગધી હાર;
વિચાર તેનો કરતા, તુ માશુકને યાદ,
બોલ! કરશે કે નહિ? 35

ફરતા તુ જોએ તાહરા પગોની પાસ,
પાનખરના પાતરાઓ ખરતા ચોપાસ
અને જ્યારે રાત વેળા મગડીની પાસ,
તુ બેઠેલો હોએ, સુખ ગાનીથી પુર,
અરે! ત્યારે તુ તાહરી માશુકને યાદ,
બોલ! કરશે કે નહિ? 40

અને જ્યારે ગાયનના મધુર વચન,
જીવ તાહરો બેહલાવી, આંખોથી તુજ,
કાહડે આંસુ ખુશીનાં સરતાં નરમ,
અરે! ત્યારે ગાયન હું ગાતી તે યાદ
કરીને, તુ તાહરી માશુકને યાદ,
બોલ! કરશે કે નહિ?　　૪૫

# ગુલ! મેં જાણી’તી તુંને ખરી!

(ટૉમસ મુર ઉપરથી)

ગુલ! મે જાણી’તી તુને ખરી,
ને બનેલી મુજ ઉપર તનથી ફીદા,
પણ કરૂછુ હવે હુ ખરો અફસોસ,
લુચ્છી! તુ બની સેવટ બેવફા!

થોડા હશે એવા આ જગની અંદર,      ૫
ધરાવતા હોએ દિલે મુજ જેવો પ્યાર,
અરે! મે ચાહી તુને ખરેખરી,
પણ દગાગી સેવટ તુ અંતે હરી!

ખોદા તાહરૂ કરજો જ્યા હોએ ત્યા ભલુ,
લે માહરી સેવટની અંતર-સલામ!      ૧૦

અરે! તાહરી ચાલથી હુ થયોછ દુખી,
દુખી મહને કીધો, પણ રેહ તુ સુખી!

હલાક મહને જોઈને તુ હસેછ ખરી,
પણ છે તાહરા હસનામા ખુબી એવી,
કે તુથી હુ દૂર પડી, જીવતો હુ રેહું, ૧૫
તે થાને તુ સાથે વસતો મરણ
પામુ, એ છે માહરા મનની ખૂશી

લે માહરા જીગરની સેવટ–સલામ!
કદી હુ તુને વિસરનાર નથી!
રેહશે તુ પુઠ તાહરી જુદાઈ–નિશાન, ૨૦
કારણ તુ જો કે એ મુરખ નાદાન!
લુટયુછે તે માહરા જીગરનું સુખ,
ને વાલીછે તે માહરા ભવની મોહકાણ!
જીગર માહર તુટીને ટુકડા બનેછ!
તુને છેલ્લી સલામ!

# ઊંઘ અને રાત.

( યંગના " નાઈટ થૉટ્સ" ઉપરથી. )

થાકેલા તનને આસુદગી દેનાર,
ઓ તુ તાજગીને આપનારી ઉંઘ!
હમારી દુન્યાના લોકની મિસાલ,
ઘોત પેરે નસીબ જ્યાં રેલાતુ હોએ,
ત્યા ધરેછે તું તાહરું ઝડપુ કદમ. 　　　૫
નિરાસથી લોક જેઓ થાયછે હલાક,
તે લોકોથી તુ તાહરો સુહમારી પાંખ
લઇ નાહમેછે દૂર; ને આંસુથી આંખ
દુખને ગજબથી નહિ બીજેલી હોયછ,
ત્યા ઊતરેછે તું
　　　　　　　　પલંગ ઉપર, 　૧૦
દર દિવસે હુ, રાતે, ઝપકી ઉઠુંછ

સુખી કેવાં તે જેઓ સદાની ઊંઘ-
માં પડેલાં ઘોરમાંથી ઉઠતાં નથી !
પણ હોએ અગર ઘોરમાં જો સ્વપ્નાનુ દુખ,
તો કામની શુ ત્યારે તે સદાની ઊંઘ ? ૧૫
સ્વપ્નાઓના મહા ઓહલા જોરમંદ સાગર
થી (ઉઠ્યું હું ત્યારે) આવુંછુ બાહર ;
સાગર, જેનાં ડરામણાં પેટાંની માંહે,
વિચાર માહરો સ્વપ્નવત દુખોના મોજ-
મા ધસડઇને અહિં તહિં અફડાતો હતો, ૨૦
ખોઇ દેઇને પોતાનું અક્કલ-સુકાન.
પરોઢ જોકે હાલ માહરી હાલતમાં ફેર,
પણ સુખ મહને તે ફેરમાં જડતુ નથી;
દુખ માહરૂં ગયું, પણ દુખ એક વધુ
આવ્યું છે તે ગયલાં દુખની બદલ : ૨૫
જે દુખ મહને સ્વપ્નાથી ઊંઘમાં હતું,
તે દુખ થાને છે એ ડરામણું વધુ.
ઉગતા સુરજથી તે નમતા સુરજ
સુધીનો તમામ એક આખો દિવસ,
દુખ માહરૂં રડવાને પુરતો ને બસ ૩૦
કેહવાશે નહિ અંધારી રાત-
ની ખરી બપોરનો ભયભીત કાલાસ,
દુખ માહરૂં જોતાં, છે ખરો ઉજાસ.

અબનુસી તખત પર બેઠીછે રાત,
સીમાનો દંડ તેણે પોંહોંછે હાથ ; ૩૫

મિનકિરણનો છે તેનો કેવો દમામ !<br>
પડીછ તેના પગ આગલ દુનિયા તમામ,<br>
ઊંઘમાં ગરક. તે ઊંઘતી ખલક<br>
પર લંબાવેછ—તે બેઠી તખત પર રાત—<br>
પોતાનો દંડ. ધરતી ઉપર　　　　૪૦<br>
ઝુમી રહીછે ચુપકીદી ચાહેરો દશા,<br>
મોહત જાણે ચોમેરથી ઝુમેલું હોએ.<br>
ઘટ અંધારી છે કેવી પડતી સિહા !<br>
દેખાતી કુલ ચીજને જોનારી આંખ,<br>
અંધારીને લીધે હાલ બનીછ અપંગ,　　　　૪૫<br>
ને જોવાને નથી રહી તેને તાકાત;<br>
ને તમામ અવાજોને સાંભલતો કાન,<br>
અવાજને સાંભલવા છે બેનસીબ.

# જીંદગી.

(યંગ ઉપરથી.)

એક ગમ માણુસ ઉમરમાં વધેછ,
તો બીજી ગમ જીંદગી તેની ઘટેછ;
હિંડોલામાં હિંચ ખાતું બાલક ધરેછ,
ઝુમાતું, મોહત તરફ પોતાની રાહ.
માણુસ જે ધરતી પર પામેછ જનમ,
જનમતું ધરેછ તે મોહત પર કદમ.

# ગુજરેલો ભાઈ.

( જેન ગીલમૅન ઉપરથી )

" માદર ! માહરો ભાઈ અહિંયાં પડ્યોછે ચુપ,
નહિ હીલતો કે ચાલતો કે બોલતો જરી,
મીચી તેણે લીધીછે ચેહરા પર આંખ,
અરે ! મહને કેહ તુ, કાંય સુતોછ તે એમ ? ૪

" માદર ! માદર રમકડું લાવી હુ ત્યાં,
મેલ્યુ તેના ઘોડ્યા પર તેની નંઝદીક,
ઉઠાડવાને કીધી મે ધીમી કોશેશ,
પણ 'ચુપ રેહ !' તું બોલી, ને ડુસ્કે રડી. ૮

" માદર ! મહને કેહછ તુ કે બીજી જગત-
માં લીધોછે તેણે એક અમ્મર જનમ;
અરે ! મહને કેહ તું, ખોદા તેને ત્યાં,
શુ રાખશે તે દુનિયામાં સુખ્યો દરસ્ત ?" ૧૨

"દીકરી! તું જો પેલુ ઉડતું પતંગ!
તે દાહડે તું લાવી'તી કીડાને એક,
અને તેને અભરઇ પર મેલ્યો'તો તેં,
પતંગ છે તે તેની ઉડતી પેદાશ. ૧૬

"દીકરી! તું લાવી તે કીડો જે વાર,
નહિ ધાર્યુંતું તુએ કે થશે પતંગ;
દીધો તેણે છોડી જેમ પોતાનો વેશ,
અને થયુ કીડાનું ઉડતુ પતંગ, ૨૦

"દીકરી! તે બિમાલે માહરો પુતર,
લેઇ બીજી દુનિયામાં નવોજ જનમ,
પતંગ્યાંની પેરે ત્યાં ઉડતો હશે,
સંતોષી, હસનો, ને રમતો સુખી. ૨૪

"જો તુ આ કીડાનાં કોટલાંને અહિં,
પડ્યોછ કેવો ખાલી બિનજીવ તે આકાર;
હવે ઊંચે જો પેલું ઉડતું પતંગ,
અને તેનો દિપતો સોનેરી ઘાટ." ૨૮

"આહ! માહરી માદર! હું જોઊંછ તેનો રંગ,
છે તેની પાંખો પર સોનેરી છાંટ,
અને જ્યારે હું તેને પકડવા જાઉંછ,
ઉડી જુ ઝટપટે તે હાથોથી બહાર! ૩૨

"ઓ માદર! પરેઠ મને થોડી સમજ,
થોડા કરી શકેઠ જો કીડાને એક,

બદલીને તેનું એક ઉડતું પતંગ,
તો કાંય નહિ આપે તે મનુષને પણ, ૩૯

"મુવા પછે બીજી તે જગની અંદર,
શોભીતો, સુંદર, એક જુદોજ આકાર?
અરે! માહરો ભાઇ પણ તે દુનિયા અંદર,
ધરાવતો હશે એ સુનેરી પાંખ, ૪૦

"કેવો તે સોહામણો દિસતો હશે,
આકાશી ચીજોમાં કરતો ગમન!
મરતી આ જગત પર ઉડતો દરાઝ,
સંતોષી, હસતો, ને સુખ્યો, મગન." ૪૪





# માદર! આજે જો કેવો રમેછ પવન!

(જેન ગીનર્મેન ઉપરથી[૧])

માદર! આજે જો કેવો રમેછ પવન!
આપ મહને રમવા તુ આજનો એક દન!
માદર! આજે જો મેવા ફુલો રગીન,
પાણીને ઝુમાતાં હોએ જેમ જમીન
તેમ બધુ ને ઝનકના વાદળ ટેકન, ૫

[૧] School room Lyrics.

કરેછ કેવો પોતાનો દાહડો પસાર!
જો કેવું ધીરજથી ઝરાતું જલ,
સડસડતું ઘાસ ઉપર જતું સરલ,
થાયછ ધીમુ પસાર! ને ગોલાબી ફુલ
પર આસાએશ લેવાને બેઠું છ પતંગ! ૧૦
નથી આજે ચુસતું તે ફુલનો મિઠાસ,
ને હીલતું કે ચાલતું, ન ઉડતું જરાક;
સુતોછ આપણો કુતરો જઈ તડકાં અંદર,
કરેછ તેને માખીઓ ઉડતી હલાક;
બીલાડી બેઠીછ તેની પરોસમાં ચુપ, ૧૫
ઊંઘાતી હાલતમાં છે કેવી સુસ્ત!
ઉડેછ પંખી પરોસની ડાહલી ઉપર,
પણ ઉડેછે કેવું તે થાકેલું સુસ્ત!
ઘડી ભર ઘુન્જવેછ તે ગાયનમાં કંઇ,
પડેછ પછી ગાયનની પેટી તે બંધ. ૨૦

માદર! મહને ઉદ્યોગી રહેવા તુ કેહછ,
પણ જો પેલો આસાએશ લેનો તુ તીર!
પવન કેવો દોરેછે આસ્તેથી આજ,
ન હીલવતો ડાહલી પર પાતરૂં જરાક.
અગે! હું હોતે જો પેલુ વાદલ, ૨૫
પેહર્યોછ જેણે ધુમ્મસનો સુફેદ પોશાક,
તો કેવી હુ દુનિયાની જન્જાલોથી,
બચેલી, કરતે ત્યાં હુ માહરો વાસ!

## કેવી મગરૂર તું છે!

(તૉમસ કૅર્યું ઉપરથી.)

ઓ તું ગુલ! કેવી મગરૂર તું છે!
ને નાખેછે મુજ પર તું કેવો ધિક્કાર!
મેં તુંને દુનિયામાં કીધી મશહુર,
પણ વિસરી તે સંધો તું માહરો આભાર!
અગર જો નામ તાહરૂં માહરી કવેત- ૫
માં બોલ્યો ન હોતે હું બાગેગુલંદ,
તો હજારો ખૂબસૂરત નારીની માંહે,
વિસરાતી પામતે તું સેવટ મરણ.

પસર્યોછે આલમમાં એવો વિચાર,
કે છે તાહરી આંખ અને અવાજ અંદર, ૧૦

મનુષી જીગરને વિંધવાનું જોર.
કીધો એ વિચાર મેં પરથમ પેદા,
બદલો તેનો આપેછ તું મહને આ વાર?
ખેર તાહરી ખૂશી! જેમ તાહરો વિચાર!

કરેછે જે તુંજ અંદર નખરાંઓ રાજ, ૧૫
મશહુર તે થયાંછે માહરે થકી;
તું માહગં આકાશમાં છે એક સેતાર,
મેં તુને આપી જ્યાં રેહવા જગા
પણ આભાર તું ભુલીને થઇ બેવફા,
નહિ કીધી માહરી તે દરકાર જરા, ૨૦
કફા મુજ પર થઇને તે કીધો કફા;
ખેર તાહરી ખૂશી! જેમ તાહરો વિચાર!

# પવનને અરજ.

(તૉમસ કૅર્યુ ઉપરથી)

જા તુ ! ઓ પવનની બબકતી ગેલ!
નિસાસ માહરો લેઇ જા તુ માશુકની પાસ!
મની તુને જો માહરી ભુંડી માશુક,
તો નિસાસ માહરો નાખજે તુ તેને જીગર,
કે હુ તેની ઉપર જે રાખુછુ પ્યાર, ૫
તે તેના જીગરમા પામે પ્રકાશ
એ તાહરી મેહનતના બદલામા તુ
જા! જઇને ચુમજે તુ તેનો આગર!
હિમ્મતથી તુ તેના હોટો ઉપર
ઉતરતો ચુમજે તે મિઠો રતાસ, ૧૦
અને ત્યાથી તુ તેની છાની અંદર
ઉતરીને કરજે ત્યા તાહરો તુ વાસ!

સેવટ તું ઉતરીને તેને બદન,<br>
ચાહશે દશાપરથી પંથરાતો જઇ, .<br>
ભર્યોછ તેનાં તન પર જે રખે સુગંધ, ૧૫<br>
તે લાધીને તું તાહરી પાંખો ઉપર,<br>
ઘસડતો લાવજે તું માહરે મકાન !<br>
બલતાઓને વધારનાર તુ છે પવન,<br>
અને વલી બલતાંને બુજવેછે તુંજ !<br>
અરે ! છે તાહરાંમાં શક્તિ એવી, ૨૦<br>
તો સલગાવ તેનાં જીગરમાં સુતેલો પ્યાર,<br>
કે બલે માહરા પ્યાર સાથ તે ઓસ્તવાર !<br>
અગર નહિ તો તું માહરાં જીગરના પ્યાર<br>
પર અજમતી ફુંક તાહરી એવી તો માર,<br>
કે બુજાઇને તે, મહને કરતો દુખી, ૨૫<br>
અટકીને કરે સદાનો સુખી !

# માણસની જીંદગી.

(બરનાર્ડ બારતન ઉપરથી)

ચાલ્યો હુ ખેતરમા સહવારને પોહર,<br>
હતુ જ્યારે જમીન પર ઉગેલુ ઘાસ;<br>
પખી તેમા છુપઈને ગાતુ હતુ,<br>
ને પડયો'તો ચોમેર ઝમકતો દેખાવ

વિચાર્યું મે ત્યારે, કે જેવી સહવાર,<br>
ઉગીને કરેછે નખરામા લાડ,<br>
તેવીજ રીતે બચગીમા છે મન-વિચાર,<br>
સુસતાફીથી પોતા પર રાખતો આધાર

હું બપોરની વખતે ચાલ્યો ખેતર,
અફસોસ! મેં જોયું જમીનની ઉપર,
કપાઇને પડેલું સુકઈ તે ઘાસ,
અને હતું પક્ષીનું ગાયન નાબુદ. ૧૨

મેં વિચાર્યું ત્યારે કે એવીજ મિસાલ
છે જીંદગીનો હાલ; આશાથી પુર,
હરખથી ધરેછ તે આવતા વખત
પર સુખની ઉમેદ, પણ ઉમેદો ભ્રષ્ટ. ૧૬

જે મિસાલે ફુલ ઊગી પાછું સુકાયછ,
ને જન્મેછે ફક્ટ તે મરવાને કાજ,
તેમ માણસનાં જીગરમાં તેની ઉમેદ,
ઉગી એક ઘડી ને પામેછે અસ્ત. ૨૦

નિકલ્યો ફરી હું સાંજને વખત,
સુકેલાં ઘાસોના ખેતરની માંહે;
આવી લેહકી ફુંકાતી પવનની ત્યાં,
લાવી તે પાંચરતી ફુલોના વાસ. ૨૪

હવા જે બની'તી સુગંધથી તર,
અને તે સાંજનો નીશત્યો વખત,
રૂઝવ્યો તેઓએ માહરો જખમ,
ને નવાજ્યો આશાથી મહને તરત. ૨૮

આવ્યો વિચાર મહને એવો તે વાર,
જે મિસાલે મોકલેછે પવન સુગંધ,
તે મિસાલે પાકીજેહ માણસો પણ
મુવા પછે ધરેછ, આ જગની અંદર, ૩૨
ભલા તેમના કામોનો અમર સુગંધ



# શિયાળાની રાત.

(બરનાર્ડ બારતન ઉપરથી)

છે આવ્યે શિયાળાની કદરૂપી રાત
ફુ માવઠ મેવા વાદળમા તોફાન પવનો
નિર્પાની ઝાડોની ડાહલીઓ તે
હવાની દિચકામા નીચે ઉપર,
નાહસેછે કેવો તે પાઠો ગગન ! ૫



# હુનાલાની સહવાર.

( જૉન ક્લૅર ઉપરથી )



મરઘો પોકારેછે બામની વધાઈ,
ને તરતનો ઉગેલો બીહકણુ સુરજ
શરમાતો વાદલમા, ચીમાતો જોયછ
ભરનારે વાસવી પર મધુર હલક
વજારી કાહડ્યાછે ગોસપ દો બહાર, ૫
ઉધરેતો ગામડિયો લેયછે વલણુ,
ને ચહડેછે સહવારની ધુમ્મસ મઠણુ,
ઘાસ અને ફુલોથી તપકનો દર,
સુમ્ય તેના ચીમડાયલા જોડા ઉપર
કરેછે પાણીનો તાજો છટકાર ૧૦
છાયાને નાખનારૂ પાતર દરેક,

ખલામીની ઓરત તે સાંભલી અવાજ,
હેબતથી બનેછે મુગી ને ચુપ;
ખીહક તેના ચેહરામાં પામેછ ચિતાર,
ને ફિકરથી જોયછે તે ઉચું આકાશ,—
આકાશ, જેમાં તારો એક દેખાતો નહિ. ૧૦
બહાર આવી મેદાને ખડતલ ગેવાલ,
બિનખીહકે ગોસપંદી કરેછ તપાસ;
તપકતું, વાદલથી પડતું, બરફ,
પડેછ તેને ચેહર, પણ દરકાર વગર,
હિમ્મતથી લેયછે તે મેદાન-વલણ. ૧૫
ઘર વના રખડતું બાલક નાદાન,
બિનઆશા રસ્તામાં પામતુ મરણ,
કદાચ આ વખતે પડતું જમીન,
કેવું આએ તોફાનમાં થતું હલાક,
સેવટની નિંદ્રામાં પડતું હશે! ૨૦
સુખી કેવો આ વખત અભ્યાસી તે,
જે બેઠેલો સગડીની પાસે એકાંત,
નિરાંતથી કરેછ આ તોફાની રાત-
ની હેબત પસાર! સગડીની પાસ,
આ વેલા બેઠેલું ઘરમાં કુટંબ, ૨૫
છે વધુ સુખી, જો તેઓને મન
વસ્યો હોએ ખોદાનો ન્યામત-આભાર,
અને તે આભારના બદલા અંદર,
ગરીબીમાં તલવતું માણુસ દુખી,
સુખી કરવા સોએ જો તે કુટંબ-વિચાર. ૩૦



# હુનાલાની સહવાર.

( જૉન ક્લૅર ઉપરથી )

મરઘો પોકારેછે આમની વધઈ,
ને તરતનો ઉગેલો બીહકણ સુરજ,
શરમાતો વાદલમાં, ચીમાતો જોયછ
ભરવાડે વાંસલી પર મધુર હલક
વજાડી કાહડઆંછે ગોસપ દો બહાર; ૫
ઉધરેતો ગામડિયો લેયછે વલણ,
ને ચહડેછે સહવારની ધુમ્મસ-કહણ;
ઘાસ અને ફુલોથી તપકનો દવ,
સુક્ર તેના ચીમડાયલા જોડા ઉપર
કરેછે પાણીનો તાજો છટકાવ. ૧૦
છાંયાને નાખનારૂં પાતરૂં દરેક,



નાજુકીથી ડાહલી પર ધુજતુ દેખાયછે,
પાદરીઓ ફુલોની રેશમ સમાન,
ફુનોની સાથે સેપઠ હેરલ ઓનાણુ
ધુજીને ઘાસ નીચે ઝોકાઓ ખાયછે, ૧૫

લટકાની તન ઉપર મોતીઓ—દવ—
મોતી જે થઈ જશે લેહજામા ગુમ,
કારણ કે સૂર્યનો ગોનો રતાસ—
ને પાથરનો વાદલમા ચહઓ ઉચાણુ,
પાહડોના મસ્તક પર કરતો મટક, ૨૦
મિનાર તોચે આપતો સુનાર્ડુ—ઝનક
મિહાસવાનો છે કેવો સહનાર—પવન,
ધામી આચે આવીને મનતો બદન!

દરખ્તોના છાયામા લખાની તન,
જોવાને કુદરતના બોહના આ રગ, ૨૫
ઉઠેછે ડગર, ને ધડકેછે ગન
ઊનાડી આ કુદરતની બોહલી કેતાન,
અવલોકનથી વાચીને તેનો ઉજાસ
મેનવાને તનેછે માહરૂ જીગર,
*કુદરત જ્યારે આપણુના ફાયદાને કાજ* ૩૦
ખોલેછે પોતાના બોહના દેખાવ,
ભાત ભાત તરેહો ને ભાત ભાત જમાવ,
ખીલતી મહવાર સાથના રગીત દેખાર,
ઘડી ઘડી જેઓના ફરતા આકાર
દેખાડે કઇ ઓર રીતનો મોજમો ટેકાવ. ૩૫

મેદાનોના સેરડા[1]માં હવે પસાર
કરવાને થાયછ માહરાં તનને ઉલટ;
પઞોછ કેવો જમીન પર ઝલકતો દવ,
કરતો (જયાં પડેછ ત્યાં) રતન–જડત,
સુગંધી ઘાસોમાં ઉતરીને જે, ૪૦
સુગંધી બનતો, સુગંધીને બહાર
ફેલાવતો જમીન પર તપકઇ પડેછ.
સાંભલું હવે ગંધલ[2]નો ધુંધુ અવાજ,
તીણાં તેના ભુંગરથી નિકલતો બહાર;
નજદીક માહરી કોકદરી[3] કરતી કલોલ, ૪૫
સલી જેવા પગો પર ચોહરૂં બદન
લેઈને તલાવ તલિયે ઉભેલી છે.
થોડોજ વાર અગાઉ તે કણુસલાં માહે
દટાયલી દેખાતી અરધી અરધ,
આવી હવે ઉડતી તે તલાવ તરફ, ૫૦
કણુસોનાં એતરાઓ કરતી તરફ

૧ પગ રસ્તા
૨ ભમરાને મળતું એક જાનવર
૩ મરઘીના જેટલા કદનું એક પંખેરૂં.

## પૈસો.

( એબ્રાહમ કાઉલી ઉપરથી )

અરે ! ઓ માનવી તું મુરખ નાદાન !
  કાંય કરેછે ભેગી તુ દોલત ને જર !
દોલત નથી રેહવાની પાસ જાવેદાન,
  તો કાંય રાખેછ તે પર તું નીચી નજર ? ૪

જે પૈસો તુ સંગ્રીહને કરેછ જમાવ,
  રેહતો નથી તે તાહરી પાસે સદા ;
બનેછ એવો હરદમ આ જગમાં બનાવ,
  રહેછે તે જીવતો, ને તું નાપેદા. ૮

કાંય તાહરી પીઠે તું લાધેછે જર,
  જો ઉડવાની છે તાહરી સેવટની નેમ?
જો જગતમાં મરવુંછે તુંને આખર,
  તો બાંધેછે કાંય તાહરો પૈસા પર પ્રેમ?   ૧૨

ઉઠાવેછે શું કરવા મેહેલોને તું,
  જો છે તુંને જમીનમાં કરવો આરામ?
બે બીલસનો ખાડો છે તાહરી જગો,
  તો શું કરવા પૈસાની દોડ અને ધામ?   ૧૬

રોપેછ તું બીયું એક એવું જમીન,
  આપેછ જે ઉગીને મિઠી પેદાશ,
તે અગાડી મોહત, તાહરી આવીને પાસ,
  લુટી જશે આએ તાહરી જીંદગીનો પાક.   ૨૦

લાવે જો તું તાહરા તાબામાં જર,
  ને ભાલવી તુ રાખે તે પકડીને ગંજ,
પણ મોહત તાહરી ઉપર તો ખડખડ હસેછ,
  કે લુટશ હું એ સધી લીધેલી રજ.   ૨૪

ધારેછ તું પોતાને ઉદ્યોગથી પુર,
  ને ડાહપણુની વાતો તું કરેછ ઘણી,
પણ મેહેનત જે લેયછે તું ખુદની ઉપર,
  તે મેહેનતનો લાભ લેશે પારકો ધણી.   ૨૮



# ચંદ્ર વિષે.

(બૅન જૉનસન ઉપરથી)

ઓ તુ રાણી! પવિત્ર ને પાક!
છે જ્યારે છુપેલો સૂર્ય–ચેરાગ
તુ તાહરી રૂપેરી ખુરસીની માહે
દેખાડ તાહરો ભપકો, ને દિપક ને ઠાઠ
ઓ તુ રાણી! પવિત્ર ને પાક! ૫
ઝમકતી રેહ તુ, બિનચિંતા ને ધાક!

ધરતી! તુ ના તાહરા છાયદાને બહાર
પાથરીને ધાક્તી તે સુંદર આમાર!
આવેછ જ્યારે દિવસનુ પચ્છમમા મોહન
ઉગવા તે પર કીધોછે ચંદર–સેનાર! ૧૦
ઓ તુ રાણી! પવિત્ર ને પાક!
ઝમકની રેહ તુ, બિનચિંતા ને ધાક!

# કીનો

( બેકન ઉપરથી. )

તાજા તે રાખેછ પોતાના જખમ,
રાખેછ જે મગજમાં કીનાનો ખ્યાલ



## એક પતંગિયાં વિષે.

(ઍડમંડ સ્પૅન્સર ઉપરથી)

ઉડેછ તે બાગ અંદર ફરતું ચોપાસ,
લેતું ફુલ-મીઠાને સુગંધી વાસ;
પાનાઓ ને ફુલોના પાતરા ઉપર
ફેરવેછ તે ઉદ્યોગની શોધક નજર;
ઘડીમાં તે એક ફુલનો ચાખેછ સુગંધ, ૫
વળી ઉતરી બીજાનો સાધેછ તે સંગ;
એક ફુલથી બીજે તે ધરેછ કદમ,
પણ ચોકસઈથી ઉતરેછ તે એનું હરદમ,

નહિ બગાડતું ફુલોનો ઘાટ કે ઘટમ;
નાજુક ને રેશમી તે ફુલોનાં પાન ૧૦
પર ઉતરતું એવું તો રાખેછે ધ્યાન,
કે પગ તેના તે ઉપર પડવાથી, કંઈ
રેશમી તે પાતરાંઓ બગડતાં નહિ;
ફેરફાર પર રેહછે તે સદા અધન,
છે ફેરફાર પર જીવતાંનું સદા ગમન; ૧૫
રંગીન તે ફુલોની ભમતુ નજદીક,
નથી રાખતું જીગરમાં કોઈની તે બીક;
ઉતરેછ તે પાલા પર ચુસવા મિઠાસ,
દેખાડતું તન ઉપર પડતો રતાસ;
નિર્ભય તે પીયેછે તેપરનો દવ, ૨૦
પસાર કરેછ એ રીતે પોતાનો ભવ;
ઘડી ઉતરી દવમાં તે ભીજવેછે પગ,
ઘડી પાછુ ઉડીને તજેછ તે જગ,
ને ફેરવીને જમીન પર પોતાનું તન,
સૂર્યના તડકામાં સુકવેછ બદન, ૨૫
ને હોયછ તેની પાખ પર જે જલનો સેજાર,
તે સુકવતુ ઉડેછ તે પાછુ આકાશ.

# એક બટક વિષે.

( ડૉકતર જૉનસને પોતાની બચગીમાં લખેલી એક કવિતા ઉપરથી.)

---

અરે! ઓ ભલાં દિલના વાંચનારા નેક!
તું ધ્યાનથી સાંભળ! જ્યાં ઉભોછે તું,
ત્યાં ભીટીમાં પહુંચ એક મીસ્તર બટક,
જે માટેલા જૉનસનના પગની હેઠલ,
ખુંદાઈને પહોંચેછે મોહતને શરણ.
જો રેહતે તે મુંજ પાસે જીવતું હૈયાત,
તો હોત માહરી પાસ આજે બટકાંઓ બાર.

# ઇવિને જોતાં આદમ પર થયલી અસર.

( મીલતન ઉપરથી )

ચાલણુ તેની હતી અદબથી ભરી,
  બેહસ્ત હિમતુ તેની આખોની અ દર,
દરેક તેની ચાલણુ, ને દરેક ગતિ-
  મા આવતા'તા પ્યાર અને મોભ્ભો નજર.



# સહવારનો ધુમ્મસ.

( રૉબર્ટ સાઉધી ઉપરથી )

મિત્ર તું જો! પેલો પડતો ધુમ્મસ,<br>
ઢાંકેછ કેવી ચોમેરથી ચીજો તમામ!<br>
ન દેખાતી ટેકડી કે ઘરની નિશાન,<br>
ન ઝાખાં જંગલો, કે લીલાં મેદાન. ૪

ઊભોછ કેવો મિનારો ખીણની અંદર,<br>
પસાર થતા ધુમ્મસમાં લપટાઈને ચુપ!<br>
મુશ્કેલીથી ગુંબજોહરના ઝાડો દેખાયછ,<br>
ધુમ્મસનાં વાદળમાં ઝાખાં ને સુસ્ત. ૮

પણ મિત્ર તું જો! પેલું ધુમ્મસ–વાદલ,
જે લંબાતું માપેછ દખ્ખણ–આકાશ,
અને જેવું તે ત્યાંથી થાયછે પસાર,
સુરજ કેવો નાખેછે તે પર પ્રકાશ! ૧૨

નાખેછે સુર તે પર ઝાંખો રતાસ,
પણ દિવસનો ગોલો તે તેજી સુરજ,
જોશભર્યો મોહટાઇમાં ઉચે ચહડી,
આપશે સેવટ તેને જોઈતી દિપક. ૧૬

પસાર થશે ધુમ્મસના ગોટા, ને તે
બધુ તેના મારગમાં વધશે આગલ,
વાદલ તેને વિખરઈને આપશે મારગ,
ને કરશે કબુલ તેની મોહટાઈ ને બળ ૨૦

પછે આપણુ ખીણ વચ્ચે જોઇશું મિનાર–
નો સરખો ને સીધો સુંદરિયો આકાર,
અને પાછાં રોશનીમાં થશે હૈયાત,
ઝાખા જગલો, ને લીલાં મેદાન ૨૪

એવીજ રીતે મિત્ર! આ જગની અંદર,
વિખરાશે વિપત્તના વાદલ સિહા,
ને રોશની, જે હાલ તેમા મુશકેલીથી
થાયછે પસાર, પાછી ઝમકશે બહાર. ૨૮

# ગુમ થયલો પ્યાર

( વર્ડસ્વર્થ ઉપરથી )

નારી એક જગતમા વસતી હતી,<br>
જ્યા નદી એક સુકમારી વેહતી હતી,<br>
એમાતમા વમતી તે એખની અદુન,<br>
વખાણુ તેને કોઈની ન પોહચી હતી<br>
લીનથી ઘેરાયલા એક પથ્થરની પાસ      ૫<br>
ઉગેલુ હોએ જેવુ કુધેરી-ફુલ,<br>
જે પથ્થરની બાજુમા અરધુ અરધ<br>
માણસની નજરથી થયલુ ગુપ્ત,<br>
સાહદે જેમ પોતાનુ એખતુ ઇવન,<br>
તેવી રીતે જગતની વચ્ચે વસી,      ૧૦

કાહડતી તે નારી ત્યાં પોતાના દન.
હતી તે સુંદર એક તારો બેમૂલ,
જે આકાશી મધ અંદર એખસો અટુલ,
નાધલ્યા તારા પર સરદારી લઈ,
સુવર્ણુ રોશનીમાં મારે ઝમક. ૧૫
જાણી નહિ દુનિયાએ હતી તે કોણુ,
ને કેવી રીત પામી તે સેવટ મરણુ;
પણુ અરે! તે ગઈ જ્યારે ઘોરની અંદર,
આપી ગઇ મહને એક દુખનું કફન.



# એક પક્ષીને ગાયન ગાતું જોઈને લખેલી.

(રૉબર્ટ બરન્સ ઉપરથી)

ગા તુ! ઓ પખેરા ડાહલી પર ગા!
ડાહલી જે પર નથી એક પાતરૂ કે ફુલ
ગા તુ! ઓ પખેરા મધરસ તુ ગા!
ધાસ્તી તુ ના રાખતુ માહરી બીનકુલ
જો! ધરડો શિયાનો ક્પાનની ઉપર- ૫
થી ઉતારેછ પોતાનો ગુસ્સો, જહતુન,
સાભલીને આએ તાહરો ગેમન અવાજ,
ગેનવેછે કેવો તે શાતી, ને સુખ-
થી હસતો દેખાયછ! આ ડાહલી ઉપર

જોતાં તુંને આવેછ એક મહને વિચાર; ૧૦
જે મિસાલે તું એહું શિયાલા અંદર,
નથી કરતું શિયાલાની કશી દરકાર,
તેજ રીતે સંતોષ પણ મુશકેલી માંહે
નથી કરતો દુખની એક રતી ફર્યાદ.
ખૂશીભર્યાં દિલથી તે જતો વખત, ૧૫
આવતા વખતની કંઈ દરકાર વગર,
સુખ અને ધીરજથી કરેછ પસાર.
ઓ તું જેણે કીધો દિવસ પેદા!
અને તાહરા સુરજથી પૂર્વ-આકાશ-
પર ચહડાવ્યો તેં તાહરો સન્નેરી રંગ, ૨૦
નહિ જોયું તેં આપવાને મહને દરૂસ્ત,
દોલત, ને મોજ્મો, ને મરતબ, ને જોર;
પણ આએ તાહરી પંથરાયલી ઉગતી પેદાશ-
માં આપી તેં મહને એક બુજનારી આશ.
તે આશા છે એવી જે દોલતની પાસ ૨૫
નથી ઉતરતી કે કમતર જરાક.
એ આશામાં હું તુંને બુજવા થકી
છુ સદા તૈયાર. દોલતી ખ્યાલ
નથી તુને બુજવાના ખ્યાલની મિસાલ.

# બચ્ચાંની બંદગી.

( સૅમ્યુઅલ તેલર કોલરીજ ઉપરથી. )

બીછાનાં પર મેલું હું માહરૂં બદન,<br>
તે અગાડી ખોદાનું કરૂં ભજન.<br>
ઓ પર્વર તું મોહટા! ઓ જગતના રાવ!<br>
માદર માહરી ભલીનો કરજે બચાવ;<br>
સુખથી ખૂશી તેને રાખજે સદા, ૫<br>
સાથે તેની જાલવજે માહરો પિતા;<br>
સદા તેમના, મોહબતથી, પાલું હોકમ,<br>
આપ મહને એવી તું બુદ્ધિ મક્કમ.<br>
ખૂશી માહરાં માબાપને રાખના થકી,<br>
ઈચ્છા માહરી રેહશે દરદમ દરઘડી. ૧૦

બેહન અને ભાઇઓને માહરા તુ રાખ,
બદીથી છુટા, ને અશોઇથી પાક,
આવસ તેમને જીગર નો વસતી કદી!
ચાહીએ હમો એકકને હરદમ સદા,
એવી બુદ્ધિ તુ આપ, માબાપ ને મિતર ૧૫
પર દોડાવ્યે મોહબતની સરખી નજર
બખશ મહને એવુ તુ પવિત્ર દિન,
જે પસ્તાવો કરવાને કરે ન ઢીલ,
જે બુજે તુ—કામોની જોઇતી કદર,
ને સતોષી રહે તાહરી બક્ષેસ ઉપર, ૨૦
પૂજે તાહરો, ભકિતથી, અણદીઠ આકાર,
ને માને તુ—હેશાનનો લાયક આભાર,
પામુ જેથી સેનટ હુ જ્યારે મરણ,
જોઉ તાહરૂ, બેહસ્ત અંદર, દિપતુ કિરણ

# સુકેલું ગોલાબ.

( ઍલીઝામૅથ બૅરૅત બ્રાઉનીંગ ઉપરથી )

ઓ તુ ગોલાબ! કોણ કેહશે ગોલાબ,
જોતા આ કરમાયનો તાહરો દેખાવ?
ક્યા તાહરો ગોલાબી રંગ અને રૂપ,
અને તાહરૂ મખમલી કોમલ બદન?
આગલ પેરે નથી તું તાજો ને તૂમ                    ૫

મધુર્યો વાસ વગર કેવો તુ ચુપ!
સુકેલા ભાત જેવો કેવો સખત!
કહણુ ને સોહરાયનો દિસતો ઝરદ!
મોહબતથી મે તુને રાખ્યો વરસ
ચાર અને ત્રણ ઓ! કેવો ફેરફાર!                    ૧૦
. કોણ તુને કેહશે કે છે તુ ગોલાબ?

પવન જે તુંજ ઉપર ફુંકાતો જઇ,
લેતો તાહરાં તનમાંથી ઊંચકીને વાસ,
હવે તાહરાં તન ઉપર થતો પસાર,
નહિ કરે તાહરી એક લેહજે દરકાર. ૧૫

સુરજ જે તુંજ ઉપર બલતો ગરમ,
ગોલાબી તું–પ્યાલાંમાં નાખતો કિરણ,
હસતો ઉભો રહીને ઊંચે ગગન,
દિપાવતો તુને, ને તુથી કિરણ,
હવે જો તુજ ઉપર હસતો તપે, ૨૦
તો કદી નહિ કરે તે તુંને રોશન.

દવ જે આકાશથી પડતો હેહલ,
સહવારને પોહર તુંને ધોતો હતો,
સફેદ પણ ધરતો તું–સંગત રતાસ,
હવે તાહરાં તન ઉપર પડતો, તુંને ૨૫
બનાવે દાધોથી કાલો ને સિહા.

માખી જે તુંજ ઉપર બેસતી હતી,
ને લબાવતી તાહરી પર પોતાના પગ,
હવે જો ગરમીથી કંટાલો ખાઇ,
ઉતરે તાહરાં પાતરાંની ધારી ઉપર, ૩૦
તો જોઇ તાહરાં પાતરાંનો સુકેલ દેખાવ,

કંટાલી ઉડે તે પાછી ગગન.

મધમાખી જે ચુસતી'તી તાહરો મિઠાસ,
ને માલામાં ધસડતી તાહરો સુગંધ,
અને તાહરાં મિઠાસી ફુલની અંદર, ૩૫
ખુશાલીની ઘેન અંદર પડતી હતી,
જાણે હોએ તે ઘડી પામતી મરણ,
હવે તાહરી ઉપર તે થતી પસાર,
પસાર થતી ન કરે તું પર વિચાર.

ફકત માહરૂં જીગર૪૮ તાહરી અંદર ૪૦
છુપેલી ખુબીઓ જોવછે અસંખ;
મિઠાશી વાસ, અને બેહકતો સુગંધ,
મેલવેછે, ફકત તે બુજતુ જીગર;
દેખાવછે તું તેને ખુબસુરત પુર,
હર રીતની ખામી ને ખાપણથી દૂર. ૪૫

જીગર માહરૂં ફકત એક બુજગે કદર,
કારણ તું પ્યાર-નાણે અપાયનું છે;
જીગર કરશે ફકત અહિં તાહરો સંભાલ.
આવ! માહરી છાતી પર બેસ અહિં સદા!
છાતી જે થાયછ તાહરી દેહલ બસમ. ૫૦

# સુખડનું ઝાડ અને કઠિયારો.

(વીલ્યમ કુલૅન બ્રાયન્ત ઉપરથી.)

સુખડનાં ઝાડ પાસે કઠિયારો એક,<br>
કોહડાલી એક હવામાં ઊંચે ધરી,<br>
સુગંધી તે ઝાડ ઉપર કરતો જખમ.<br>
જેમ જેમ તે ઝાડ ઉપર પડતા જખમ,<br>
નમાતું તે ઝાડ, તેને બદલે સુગંધ, ૫<br>
તે ધાટકી કોહડાલીને, આપતું હતું.<br>
ઓ તું! જે વાંચેછ આ માહરા વચન,<br>
જગતમાં એજ રીતે બુંડાની સાથ<br>
નો કરતો બુંડાઈ; સુખડની પેર,<br>
કીનાથી કોઈ તુને કરે જખમ, ૧૦

તો જખમના બદલામાં પાછો જખમ
ના આપતો તેને મોહટાનું મન,
જાતિ ભલાઈમાં છે એટલું મધન,
કે કરેછે કોઈ તેની સાથે ભુંડઈ,
તો ભુંડઈએ બદલે તે આપેછ ભલાઈ. ૧૫





# વસંતનું ગીત.

(ચારલ્સ સ્વેન ઉપરથી)



ઓ વસત! વસત! ખુશનુમા વસત!
છે ધરતી પર આવતી તુ સઉને પસદ!
વેહતા ઝરાઓ ને દરિયાના મોજ
પર કરેછે તુ તાહરી હેતુન નજર;
પુરેછ તુ પખીમા એવી ખૂવી, ૫
કે નાચી નાચી ગાયછ, તેઓ હસી હસી,
ઝાડોની ડાહલ પર, એક જલસો બુલદ
ઓ વસત! વસત! ખુશનુમા વસત!
છે ધરતી પર આવતી તુ સઉને પસદ!

ખુશનુમા, ખીલતી, ને સુંદર વસંત! ૧૦
ધરેછ જ્યારે તું તાહરૂં ધરતી–કદમ,
મખમલ–કલી પર તું–અજમતી–હાથ,
તોડી તેના બંધ તેને ખીલતી કરી,
ફેલાવેછ ચોમેર તેનો સુગંધી વાસ.
મનુષનાં જીગરમાં સુખની પેદાશ ૧૫
આપનારી છે તું ઓ ખીલતી વસંત!
ઓ વસંત! વસંત! ખુશનુમા વસંત!
છે ધરતી પર આવતી તું સઉને પસંદ!

# એક આગિયા કીડા વિષે.

( જૉન વૉલકૉત ઉપરથી. )

ઓ તું ભલે આવ્યો ખેતરમાં મુજ !
ના રાખતો દિલમા તુ માહરી કઈ ધાક !
નાખ તાહરા નાથલ્યાં ફાનસથી બહાર,
ખેતર-જમીન પર તુ તાહરો ઝલકાટ !
જવાબ મહને દે તું ! શુ પરિયા આકાશ-      ૫
થી ઉતરતાં, આવ્યે માહરાં ખેતરની પાસ,
ખુશાલીમાં નાચીને, ગરબીઓ ગાયછ,
આપેછ તેને શું તાહરાં તનનો પ્રકાશ ?

ભીનાસી ઘાસ ઉપર નાખલ્યો તુંજ,
ઝુમાવી તનનો આ દિપતો ચેરાગ, ૧૦
નીચાણમાં આવતાં તે પરિયાંને કાજ,
શુ ધર્યોછે તે? હા, એમજ હશે;
કારણ તુંથી ચહડતો શું બીજો ચેરાગ,
આકાશથી ઉતરતાં પરિયાને કાજ?
છે માહરાં દિલની એક ખાહેશ એવી, ૧૫
કીનાભર્યા દિલથી ઉડી તુંજ તરફ
આવતું કોઈ પંખેરૂં, ધાટકી ને ક્રૂર,
અણિયાલી, સખત, ને જીવ-લેતી ચાંચ-
થી કદી નો કરતું તું-જીંદગી બરબાદ!
કેઉં મહને તું! કિયાં પાતરાં ઉપર ૨૦
દોડેછ તાહરો ચાહ, કે તાહરે થકી
બનાઉં તે પાતરાનો માડવ હું એક,
કે રાત વેલા આકાશથી પડતો વરસાદ,
હેરાન તુને કરવાથી રહેયો પછાત,
અટકેયો રહે તાહરા માડવની બહાર; ૨૫
અને ઘુમે રાત વેલા તું પર તોફાન,
તો કરી નહિ શકે તે તુને હેરાન.
સુપરદી કુદરતમાં રેહવા થકી,
મરજી તાહરી રાખેછે તું હર ઘડી;
એકાંત તાહરી જીંદગી તું કરેછ પસાર ૩૦
ઝમકાવતું બવાની રોશનીને બહાર.
માલુમ તુંથી છે કેવું ઉનડું ખવાસ!
દુનિયાઈ ઘોઘાટ ઉપર રાખેછ તે પ્યાર;

પસંદ કરેછ દુનિયાનું ધુંમતું તોફાન,
શરમીંદગીમાં છોડેછ તે સેવટે જેહાન; ૩૫
જોસ્સાઓથી તાવેછ તે પોતાનું તન,
ને બદીમાં ગાલેછ તે પોતાના દન;
નથી રહેતું તું પેરે દુનિયા તજી,
એકાંતમાં ભોગવતું સુખ ને અમન,
ભલઈભર્યા પ્રકાશને તન પર સજી, ૪૦
પોતાની રોશનીમાં પોતે રોશન.



# ઓ કઠિયારા! દરખ્ત નો કાપ!

(જ્યૉર્જ પી મૉરીસ ઉપરથી)

ઓ કઠિયારા! તુ આ દરખ્તને ના કાપ!
ના લાવ એકબી ડાહલીને તેની અવવાપ!
જુવાનીમા તે મુજ પર કરતુ 'તુ છાપ,
ખાતર તેની કરીશ હુ તેનો બચાવ
રોપ્યુ હતુ તેને મુજ બાપે આ જગ, ૫
આ ઝુંપડીની પડોસમા નદીની પાસ;
કઠિયારા! ના તે પર કર તુ સિતમ!
ઉભુ તેને રેહવા તુ દે બિનખલલ!

જુન્નુ ને ઘરડું મુજ માનીતુ ઝાડ,
કીર્તિ ને માન જેવું જમીન ને આબ   ૧૦
પર થયુંછ મશહુર, શું તેને તું ત્યાં,
એકાંતમાં ઉભેલું કરશે તબાહ?
કઠિયારા! તું તેપર ફટકો ના માર!
જમીને બાહજેલા તેના તું ગાંઠ
કાપીને નો દે તુ તેને આઝાર!   ૧૫
એ માહરાં જુના ને માનીતાં ઝાડ—
ને નાહેકમાં મારવાથી હાથ તું ઉઠાવ,—
ઝાડ જે આસમાન પર ઊંચું ઉઠી,
ફેલાવેછે ચોમેરથી પોતાની ડાહલ.
હતો જ્યારે હુ એક છોકરો નાદાન,   ૨૦
જતો તેના છાંયડામાં બેસવા થકી;
બોહલી તેની પથરાયલી ડાહલીની હેઠ,
કરતી મુજ બેહનો ત્યાં મુજસે રમત.
થઇ તેના છાંયડામાં માતા માહરી,
મોહબતથી કરતી'તી મુજને ચુંબન;   ૨૫
અને માહરો પિતા ત્યા આવીને, મુજ
પર કરતો'તો વહાલ. ઓ કઠિયારા તું!
ના કર આ ઝાડ ઉપર જુલ્મી જખમ!
ઓ માહરા જુના ને માનીતા દોસ્ત!
જે મિસાલે છે તાહરાં તનની ઉપર,   ૩૦
જડ અને મક્કમ, આ ચોંહટેલી છાલ,
તે મિસાલે હું તાહરા છાંયડાની પાસ,
મોહબતથી તુંજ તરફ વલગેયો રહીશ.

ઓ મિતર માહરા! સદા તુંજ ઉપર,<br>
જંગલનાં પંખેરાં મધુર હલક— 35<br>
થી, નમાવજો આ તાહરી ફુટેલી ડાહલ!<br>
ઓ માહરા જુના ને માનીતા દોસ્ત!<br>
તોફાની વા સામે હિમ્મત ધરી,<br>
તું થોભેલો રેહ! આ જગ્યા ઉપર<br>
નહિ તુંને પોંહચવા હું દેવશ ખલલ. 40<br>
નિકલ અહિંથી કઠિયારા! કાલું તું કર!<br>
જીવતો છે જ્યાં તક આ તન ઉપર હાથ,<br>
બચાવીશ હું ત્યાં તક એ મિત્રને મુજ.



# બોહીમ્યાની

# રાણીને લખેલી.

(સર હેન્રી વૅાતન ઉપરથી.)

---

ઓ! તમો ઝમકતાં વાદલ-જાહવેર!<br>
આકાશના અંતરમાં ઝલતા સેતાર!<br>
રોશનીથી છે તમની સંખ્યા વધુ,<br>
નથી આદરો તે થકી તમોપર પ્યાર;<br>
આ આકાશનાં પેટાંમાં શું તમ બીસાદ, ૫

ઉગશે સુરજ જ્યારે ધરતીથી બહાર,
ને ફેલાવશે પોતાની રોશની અપાર?

ઓ! તમો જંગલના ગાનારા કંઠ!
વિચિત્ર લેબાસોનાં પંખીઓ તમ!
ગાવોછ તમો કુદરતના મધુર હલક, 10
ને રેડોછો તનમાંથી જાતિ હરખ,
આ જંગલના મધમાં છે શું તમ બીસાદ,
ઉડતું બુલબુલ, જ્યારે વાદલની બહાર
મોકલશે, પોતાનો ગાયન–પોકાર?

ઓ! તમો સુગંધી વાયોલેત–ફુલ! 15
ફેલઈ જતા ઝાડો પર આદરની પેર,
ભગરૂરીમાં મારોછો તમારી સફ,
દોએ જાણે વસંત પર તમારોજ હક;
ઝુગી હેઠે ચાહલીને ચુમને ગોવાળ,
કહો મહને ત્યારે શું તમની બીસાદ? 20

માશુક જ્યારે માહરી એમ પડશે નજર,
તનની ખુબસુરતીમાં મનથી સુંદર,
કુદરતની કમર, ને માનવીને હાથ
પામેલી ગમ્મીનો લાયક ખેતાબ,
કહો મહને ત્યારે શું તારો તમામ– 25
માં વધુ નહિ લેખાશે તેનો દમામ?



# એકાંતવાસની ખુબીમાં.

( વીલ્યમ ડ્રમન્ડ ઉપરથી )

ઘણુગણો સુખી તે માણસ ખરો,
જે દુનિયાઈ ઘોઘાટને તજીને દૂર,
લીલોત્રીથી પુર કોઈ જગલ અદર,
એકાતમા વસતો હોએ, એખલો અટુલ,—
એકાત, પણ નથી તે થયો એકાત,     ૫
ખોદાની મોહબતમા થયનો ચકચુર
ખુશામતની વચ્ચે એક પાદશાહને દ્વાર,
ગોલામગીરી વેઠવાના કરતા વધુ
બેહતર છે તે, કે જગલ અદર,

ભોગવે તુ પક્ષીનુ ગાયન-રડન　　૧૦
ફેકટનો હાનો ને ઇત્તર દમામ,
આપેછ જે માણસને મોહટાઈ ને માન,
તે થાને તરતના જનમેના ફુલ-
થી જનમતો હવામા તાજો સુગધ
છે વધુ મેહતર　બેઢગી જગ,　　૧૫
છે રજ અને દુખ અને જેહમતોથી,
લા અને ત્યા, સમે થયલી ભરપુર
નિરાતે વસતુ એક જગત અદર,
છે તેમા ખરી ખુશાની ને સુખ,
બાકી છે સુખ સધી ફેકટની વેહ　　૨૦

## આશક! તું કાંય એટલો ફિક્કો ફચક?

(સર જૉન સકલીંગ ઉપરથી)

આશક! તુ કાય એટલો ફિક્કો ફચક?
  ક્યાં તાહરા ગાલમાની લાલીનો રંગ?
અરે! તુ કાય અમથો કરેછ અફસોસ?
  માશુક ન છોડવાની પોતાનો ઢંગ  ૪

આશક! તુ કાય એટલો મુંગો ને મદ?
  પ્યારની રમત નથી બચ્ચાનો ખેલ;
જોઈ તુને દુખી ને થતો હલાક,
  માશુક ન છોડવાની પોતાનુ ફેલ  ૮

અગે! એ છોડી દે બિત્તરનો ગમ!
  હસેછે લોક તાહરો જોઇને હેવાલ,
શોભા તાહરી સાચવ, ને જાળવ ભરમ,
  માશુકને હાથ નથી તાહરો સભાલ.   ૧૨



# એક ચલિયાં વિષે.

(જૉન પ્રીંગલ ઉપરથી)

આવ! મહને કેહ તું ઓ પપેરા નાહન!
  આપ્યો કોણે સૂત્રાંનો તુને સીણુગાર?
કોણે તાહરો નાધર્યો ઘડ્યો આકાર,
  ને કીધું તુને હવા પર ઉડતું સવાર? ૪

આપ્યું કોણે તુજ તનમાં ગાવાનું બળ,
  માણુસ જેથી બનેછે દુખ્યુ સુખી?
કીધું કોણે એમ તુને ગાતુ સરલ,
  હુન્નર જેની નકલમાં થાયછે દુખી? ૮

અરે! ઓ ઉડ્યુ તુ ચાહ્યુ ગગન!
કોણે તુને ઉડવાની શક્તિ દીધી?
કીધી કોણે તાહરી આ સૂન્નેરી પાખ,
ને ચિત્તર–ના તાહરા તન પર કીધી?    ૧૨

ઓ પખેરા! હોએ મહને તુ જેવી પાખ,
ધરૂ ઉચે જઇને ફરેસ્તઇ સગ,
છોડુ નીચે ગુનેહગાર નાપકી જગત,
અને તેનો કિનો ને ફરેબ, ને જગ    ૧૬

ચહડુ ઉચી હુ, જ્યા સૂના–સિતારા,
વજાડેછે હોરમજ્દની તારીફ બુલંદ,
છુટઇ છે જ્યા ચમની આબુદીઠ ને બરસાદ,
બનઠેનુ છે જ્યા ઉચે હોરમજ્દી રાજ    ૨૦



# એક મૂલ્યાં વિષે.

( હૅના ઍર્ફ ગોલ્ડ ઉપરથી )

હુ બરફમા થયુ છુ જમીનમા બંધ,
નથી મુજ પર દિવસનો પોહચતો ઉજાસ,
નથી મહને દિસતુ કે ઉગીશ હુ કેમ,
પણ છે માહરો કુદરત પર સધો આધાર ૪

નિરાશથી કદી નહિ મારીશ પોકાર,
ને આળસઇમા કદી ન કાહડીશ હુ દિન;

ધીમુ ને સુણ, આ જગ્યા અંદર,
હું લેઈશ માહરી રાહ, ને ફોડીશ જમીન. ૮

અંધારી આ જગ્યાની કોહડી અંદર,
પરેહું મારીશ ન અમથુ પોકાર,
મૂલ્યુ માહરૂ ભેતરશે જમીન હેઠન,
ને પાતરા માહરા ઉગીને નિકલશે બહાર ૧૨

થઈ જશે મુજપરથી ધુમ્મસ પસાર,
આ થડા ખીછાનાથી આવીશ હુ બહાર,
નાખના માહરા મસ્તકને ફેકી ઉંચાણુ
દેખાડીશ હું લોકોને માહરો આગાર ૧૬

ફુટશે માહરા ઝગરથી પાતરાએ નહાન,
જે મિસાલે સુયથી ફુટે કિરણ,
તતકાલ તજી અંધારી જગતને, બહાર
નિકલીશ હું ખૂબસુરત બની એક ઝાડ ૨૦

લીલા-રંગી પાનો, ને પીળાશી ડાળ-
નો કરીશ હું તા ઉપર માહરા નખુગાર,
એ રીતે કરશે તાજ મારો વિચાર
જોઈ માહરા પાનાં, ને ડાળો સખુમાર, ૨૪

કે હતુ હું પરથમ એક સુકેલુ મૂલ,<br>
ને ફર્યું'તુ મુજ ઉપર બરફનુ પડ,<br>
નહિ હતી મુજમા કઇ જીવની નિશાન,<br>
પણ નિકલ્યુ ફુટી હુ ધરતીથી બટાર ૨૮

તુટી મુજ તનપરથી જંજાલ વિપત્ત,<br>
જો રાખી મે રબ ઉપર સતોષ–નજર;<br>
તોડ્યા તેણે મુજપરથી વિપતના વલ,<br>
કરી આપી મુશકેલી માહરી સવલ ૩૨



## એક ગુજરેલાં બાળક વિષે.

(ડેવીદ મૅકબેથ મૉયર ઉપરથી)

ઉંઘા તું! ઓ નાનકડાં બાળક ઉંઘા!
નહિ તાહરાં બાળકડાં પારણાંની માંહે,
નહિ તાહરી માતાની છાતી ઉપર,
પણ ઉંઘા તું સુતાં મનુષ્યોની સાથ!
ઉંઘા તું! ઓ મનુષ્યની સાથે ઉંઘા! ૫
જ્યાંહ જે જગતને તજી સુખી
રહી એવા ઘણા આ જગતમાં હેરાન,
ઉંઘ્યા જે હવે સુતા તાહરી સાથ
ઉંઘા તું! ઓ નાનકડાં બાળક ઉંઘા!
ઉંઘા તાહરી નાનકડી ઘોરની અંદર! ૧૦

ઉડ તું! ઓ પંખેરાં ઉડ્યું તું જા!
ઉડ્યું તું જા તાહરા માલા ઉપર!
માલો તાહરો થઈછ આ નાનકડી ઘોર,
જા! જઇને ઉંઘા તું તેની અંદર!
ફુટશે તે પર જંગલનાં નાઘલ્યાં ફુલ, ૧૫
નાખશે તે પર બરફનાં કરાં વરસાદ.
આએ તાહરી નાનકડી છાતીથી બહાર,
ઉડ્યો તું-છવ, ગયો બેહસ્તની અંદર;
થયું મરી તું તો સદાનું સુખી,
એક ઘડીમાં બેઠું તું અમર તે જગ! ૨૦
પણ કીધાં તેં હમોને ખરાં દુખી,
ને લીધા તેં લુટીને હમારા જાન.
દરસ્ત તને કરતું'તું જ્યારે તું ગેલ,
હું જોતો'તો ત્યારે તુજ સુંદર દેખાવ;
પણ હાલ, જ્યારે પડ્યુછ તું મોહતની અંદર, ૨૫
દેખાયછ મહને વધુ તું દિપતું સુંદર;
રેહજે તે જેહાનમાં સદા તું સુખી!
ખુશાલીને સાથે ભોગવતુ અમન!
આંખો તાહરી, તરતનાં ફુટેલાં ફુલ
હોએ, જેમ દવ અંદર પયલાં ગરક, ૩૦
તે મિસાલે દેખાતી હતી સુંદર;
હવે જોતાં, તે ઉપર તોપચાંઓ તુંજ
ફરી વલ્યાં તે સુંદર ફુલની ઉપર,
અરે! અરે! થયું તુ મોહતને આધીન!
ઉંઘણુછે સુખ તાહરૂં અરધું અરધ, ૩૫



# એક નિર્દોષ લુટારો.

(વીનસૅન્ત ઓર્ન ઉપરથી )

નથી એવુ જગલમા ઉગેલુ ફુલ,
યા વાડીમા મારેછ જે ઔહકતો સુગધ,
મધમાખી જ્યા આવીને તેની ઉપર,
મેલવી ન શકતી હોએ તે પર ગુજર ૪

ખુણા ને ખતોલા શોધતી તે જાયછ,
ઉદ્યોગ ને મેહનતમા કરતી રખડ,
દરેક દશા ઉડી તે લુટેછે કઈ,
અને વલી લુટતી તે દેખાતી નહિ ૮

ઉડી જતી શોધે૭ તે ફાયદો સદા,
અને એવી મિહ્નતથી લુટે૭ સુગધ,

કે ફુલ નથી ખોતાં કંઇ પોતાનો વાસ,
કે બહારની ખૂબસૂરતીને પોંહચતી ખલલ. ૧૨

કલીમાં પેઠેલો કીડો એ રીત
નથી કરતો પોતાનું લાયક ગુજરાન;
પેવસ થતો લેયછે તે ફુલોના જાન,
રંગ, રૂપ, ને સુગંધની વાલેછ મોહકાણ. ૧૬

લેયછે તે એ રીતે ફુલોના જાન,
અને કરેછ ફુલોનો કોતરીને નાશ,
પણ મધમાખી, ફુલો પર ઉડતી જતી,
કરતી ન એ રીતે તેસે લુંટાસ. ૨૦

ચાલાકીથી સમેલછે એવું તે મધ,
અને કરેછ એવો તે એઓ મિઠાસ,
કે ફોકટની ફુકરાછ કરતું આદમ
કરી ન શકતું એ રીતની પેદાશ. ૨૪

# માણસની જીંદગી.

(હેન્રી કીંગ ઉપરથી.)

આકાશપરથી ખરતા એક તારા મિસાલ,
યા ઉંચાણમાં ઉડતાં એક ગરૂડની ચાલ,
યા વસંતમાં ખીલેલી રંગોની ભાત,
યા રૂપ્પેરી દવ-ટીપાં પડ્યાં પ્રભાત,
યા જળ પર પસાર થતા જતા પવન, ૫
યા પરપોટા તે ઉપર તરેહવજન-
ની માફક છે માણસનું જગત-જીવન.
ફુંકતો પવન જતો થાયછે પસાર,
ને પરપોટો ફુટીને થાયછે ખુહવાર;
વસંતને મારેછે પાનખરી રૂત, ૧૦
દવ છે સૂર્યનાં કિરણની લુટ;
તારો ઝલી આકાશે પડેછ ખરી,
તેજ રીતે માણસ પણ જાયછે મરી,
યાદ નથી રાખતું કોઇ તેની ઘડી.



## મે મહિનો.

(ટૅહન ૦ હીઝર ઉપરથી)

ઓ તું મહારાણી ફુલોની મે!
છે આકાશી તારાઓ જેને આધીન!
લાલ વાદળા ઝાપટાઓ વરસાદી તું!
અને તારૂં ગરમ ને તેજ કિરણ
મોકલ આ ધરતી પર! ખુબ ન રે! ૫

પેરીને કુદરતનો લીલો પોશાક,
ઉતર તું ધરતીની છાતી ઉપર!
ધરતી, જે આશાથી જોયા કરે તારી વાટ,

ને ઉભીછે લેવા તે તુને તૈયાર,<br>
ઓ તું ખૂબસૂરત રંગીલી મે! ૧૦

સહવારને પોહર જ્યારે ફુલો પર દવ<br>
પડેલો હોયછ, ને તમામ પેદાશ<br>
ખીલતી ધરેછ તાહરી જીગરમાં આશ,<br>
તે વખતે હું, તુને આવેલી પાસ,<br>
હરખથી જોઊછ, ઓ રંગીલી મે! ૧૫

દૂરથી આવતી તુને જોઇને હમો<br>
ગાઈએછે ગીત, તાહરી આમદ ઉપર,<br>
હવા, ને આભ, અને લીલી જમીન<br>
પર મચેછે કુદરતનો જ્યારે ઘોંઘાટ,<br>
હરખથી લેવાને તુને ઓ મે! ૨૦

ઉંડેલા પર્વતનાં મસ્તક ઉપર<br>
ઘેટાઓ ચરેછે ચારો ને ઘાસ,<br>
ડાહલીમા પંખેરા ફફડીને ગાયછ,<br>
ને તમામ કુદરત તુ પર હસતી દેખાયછ,<br>
ઓ તુ ખૂબસૂરત રંગીલી મે! ૨૫



# મધરાત વખત.

(જૉન વીલસન ઉપરથી.)

---

છે મધરાત વખત ખુશનુમ દરિયાવ,<br>
બનુ ને ઓહલાં આ આકાશથી બેત–<br>
ની માફક છે કેવો શાંતીથી પુર !<br>
પજુંછ તેમા કેવુ આએહુબ આકાશ !<br>
ને ઝમકતા સેતારા તેની અંદર, ૫<br>
નિગંતથી ઉતારીને, ઉભા છે ચુપ !<br>
ઉતરીને છેક તેઓ દરિયાની હેઠ<br>
ઉભાછે કેવા બિનચિંતા ફિકર !

# ઘડપણ.

( જૉન ગૅાદ્ફ્રે સૅક્સ ઉપરથી )

દિવસ માહરા થાયછે બિનદેહશત પસાર,
આપેછ મહને સુખ રાતની ગુણગારી ઉંઘ,
રાખ્યુછ રબે આએ માહરા તનને દરસ્ત,
ને દુખી મુજને થવાનુ કારણુ નથી
નથી માહરો દુશમન કોઇ રહ્યો બળવાન, ૫
દોસ્ત માહરો છે મુજ પર તનથી કુરબાન.
વિચાર મહને જાયછે તોપણ એવો રોજ
કે ઘડપણુમા તન માહરૂં તવાતું જાયછ,
ને થઈ જવશ કોઈ દિન હુ અતે ખતમ

ચહડેછ માહરે હૈડે મુજ બચપણુના દિન, ૧૦
જેમ જેમ હુ ઘડપણના બચપણુમા જાઉછ,
મગજ માહર ક્વેતમા રમતુ હતુ,
તે હવે તેમા નહિ રમતુ દેખાએ,
પેહરતો હુ પગોમા જોડાઓ તગ,

બદલાયો તે માહરો ઘડપણે ઢગ; ૧૫
તગ જોડાઓ તજીને માગેછે પગ,
સુહમારા પેહરનો ઢીલા ઘપચ
ભાવતી મુજ મનને ધોધાટ ને ગડમડ,
હવે તેને નથી સુખ તેની અંદર;
થયુંછ લોક–ટોળામા બેજાર મગજ, ૨૦
થાયછ તેને ધોકા, ને દુખ, ને દરદ.





# આકાશ.

( વીલ્યમ હારબીંગતન ઉપરથી )

જોઉછ જયારે ફરતુ  આ ઓહલુ આકાશ,
લટક્યાછે જ્યા ઝીગતી જહવેર—ચેરાગ,
દેખાયછ જ્યા રાત, જેવી ઈથ્યોપી નાર,
તન ઉપર ઝમકતા ઓરવી સેતાર,
પરણવાને કાજે થઈ સોલેસણુગાર, ૫
જતી હોએ પોતાના પતિની પાસ,
જીવ માહરો તે વખત પોતાની પાખ
પાથરીને ઉડેછ આ ઉચુ આકાશ,
વાચી જોવા હોરમજદની ખુદ કેતાબ—

તે બોહલુ ગગન—ભરમ ને ભેદ, ૧૦
છે જેના ભિત્તરમા કરોડ ને લાખ

નથી પુટયો આકાશમા એવો નેરાગ,
નહિ જેને હોએ મુગી વાચા એવી,
જે ચુપખીદી કેહતી હોએ એવા વચન,
કે ' વાચો મુજ ભિત્તરમા હોરમજદ-ભરમ!" ૧૫
નથી એવો આકાશમા ઉગ્યો સેતાર
જતુ ન હોએ જે પર આનમનુ ધ્યાન,
ધરાવતો જે ન હોએ પોતાની માહે,
હોરમજદી શક્તિને ભુજનારો ખ્યાલ!



# એક ઓરતનું મરણ.

(સીલરી ઉપરથી.)

ખૂબસૂરતીમાં પામી તે એવી મરણ,<br>
જેમ ઝાડ ઉપર ઉગેલું ગોલાબી ફુલ,<br>
ખીલીને, વેરાતું ડાહલે, સુકાએ.<br>
ખૂબસૂરતીમાં પામી તે એવી મરણ,<br>
જે મિસાલે મોતી એક તાજની અંદર, ૫<br>
ખરતું જમીન ઉપર પડતું ખોવાએ.<br>
ખૂબસૂરતીમાં પામી તે એવી મરણ,<br>
જે મિસાલે ખૂબસૂરત હોટોથી બહાર,<br>
ચંદનીમાં ગાયનનો મોજો ગુમાએ.<br>
ખૂબસૂરતીમાં પામી તે એવી મરણ, ૧૦<br>
જે મિસાલે ઝાડીમાં પખીનું ગીત,<br>
સુકુમારૂં જનમતાં વેહલ્લું સુકાએ.

તે ખોહલુ ગગન—ભરમ ને ભેદ, ૧૦
છે જેના ભિત્તરમાં કરોડ ને લાખ.

નથી ફુટયો આકાશમાં એવો ચેરાગ,
નહિ જેને હોએ મુગી વાચા એવી,
જે ચુપકીદી કેહતી હોએ એવા વચન,
કે "વાચો મુજ ભિત્તરમા હોરમજદ—ભરમ!" ૧૫
નથી એવો આકાશમાં ઉગ્યો સેતાર,
જતુ ન હોએ જે પર આત્મનુ ધ્યાન,
ધરાવતો જે ન હોએ પોતાની માહે,
હોરમજદી શક્તિને બુજનારો ખ્યાલ!



# એક ઓરતનું મરણ.

(સીલરી ઉપરથી.)

ખૂબસૂરતીમાં પામી તે એવી મરણ,
જેમ ઝાડ ઉપર ઉગેલું ગોલાબી ફુલ,
ખીલીને, વેરાતું ડાહલે, સુકાએ.
ખૂબસૂરતીમાં પામી તે એવી મરણ,
જે મિસાલે મોતી એક તાજની અંદર, ૫
ખરતું જમીન ઉપર પડતું ખોવાએ.
ખૂબસૂરતીમાં પામી તે એવી મરણ,
જે મિસાલે ખૂબસૂરત હોઠોથી બહાર,
ચંદનીમાં ગાયનનો મોજો ગુમાએ.
ખૂબસૂરતીમાં પામી તે એવી મરણ, ૧૦
જે મિસાલે ઝાડીમાં પંખીનું ગીત,
સુકમારૂં જનમતાં વેહલ્લું સુકાએ.

ખૂબસૂરતીમા પામી તે એવી મરણ,
જે મિસાવે ફુલ ઉપર પચો બરફ.
ઝુમતો સૂર્યમા અણદીઠો થાએ — ૧૫
ખૂબસૂરતીમા પામી તે એવી મરણ,
જે મિસાને તારો, દિવસને ફપાવ,
સૂર્યના તાપ આગન નાહસનો કે જાએ
પણ કીર્તિનુ પામી તે એવુ જીવન,
જે મિસાને રાત્રીના ઝનતા જહવેર, — ૨૦
રૂપ્પેરી માહતાબની આસપાસ જડાએ.
કીર્તિનુ પામી તે એવુ જીવન,
જે મિસાને દુનાનામા આકાશ ઉપર,
બિનવાદલે સૂર્ય ઝમકતો શોભાએ





# ઘાસનો પોકાર.

(અંગ્રેજી ઉપરથી)



હું વધું છું ચોમેરથી ચાહરો તરફ,
ધુલવાલા રસ્તાની બાજુ ઉપર,
ને ટેકડી જ્યાં પડેછે સૂર્ય-રતાશ,
ને ઘોંઘાટી નાલાની ધારી ઉપર,
ઝાડ અને ઝરણે જંગલ અંદર, ૫
હું વધું છું ચોમેરથી ચાહરો તરફ

હું વધું છું ચોમેરથી ચાહરો તરફ,
વાડીના ઊઘડેલા દરવાજા પાસ,
જ્યાં બેસેછે નિકળીને ઘરડું કુટુંબ;



# જાનવરોની બુદ્ધિ.

(અંગ્રેજી ઉપરથી)

કોણે પખેરાને આપ્યો સબક,
કે બાધે તે પોતાના માળા બેરગ,
મેલે તેમા ઘાસ, અને લીર, અને ઉન,
અને તેના તાણા ને વાણાની માફે,
ખામે સુધી સોગીને કરમતરાસ? ૫

શિખવી કોણે ઉદ્યોગી મધમાખીને,<br>
કે ઉડી તે જાએ મિઠા ફુલો તરફ ?<br>
અને ત્યાથી સઘીહને લાવે તે મધ,<br>
શિયાલામા કરવા તે ઉપર ગુજાર ?

શિખવી કોણે કમીની કીડીઓને, ૧૦<br>
ચાલાકીથી ખોદવાને પોતાના દર ?<br>
અને તેમા ખોરાકને ભરવા થકી,<br>
આપી કોણે તેઓને ઉડી સમજ ?

છે એ ત્રણુડોમા ખોદાનો હાથ,<br>
આપ્યુ જેણે તેઓને બુદ્ધિનુ બળ; ૧૫<br>
બિનબુદ્ધિનુ પ્રાણી નથી હૈયાત,<br>
કીડીથી તે કુંજર[૧] છે બુદ્ધિના દાસ

---

૧ હાથી.





# ઘોર ઊપરના બાલકો.

(અંગ્રેજી ઉપરથી)

નમતો સુરજ જ્યારે છેલ્લુ કિરણ,
પચ્છમની ઓરડુમા નાખતો હતો,
તે વખતે ગામડાની કબરો પાસ
હાંકી મે ગાડી, ને ઉતરી હુ ત્યા
ધર્યા મે તે બણી માહારા કદમ, ૫
અને જે જમીનમા સુતા મનુષ
પડ્યા હતા, તે પર ઉરેની ઘોર
હુ જોતી હતી, એવામા ત્યા
પડી માહરી નજર એક તરતની ઘોર.
માથાનુ પીપળો તે ઘોરની ઉપર, ૧૦

મોહબતથી નાખતો'તો પોતાનો છાંય;
અરધી જગ સુરજનું તડકું હતું,
અરધીએ છાંયડાનો શિતલ દેખાવ.
મુશકેલીથી ઘાસો ઘોરની ઉપર,
હ્યાં અને ત્યાં, છુટાં ઉગાં[1] હતાં. ૧૫
હતાં તે ઘોર ઉપર છોકરાંએ બે,
તુટેલાં વસતરમાં કરતાં રડન.
વાંકોચુકો રોટલો એક પડયો'તો ત્યાં,
ધુલથી ખરડાયલો તે બાલકની પાસ.
ભુખમરો તેઓના ચેહરા ઉપર ૨૦
દિસતો હતો, પણ રોટીનો તે
ટુકડો, તે બેહુ વચ્ચે પડેલો ત્યાં,
જેવો ને તેવો, ત્યાં ખાધા વગર,
અનામત ને આખો, ત્યાં દિસતો હતો.

રડતા તે બાલકની પાસે હું ગઇ, ૨૫
ને પુછયું મે તેઓને નરમીથી એમ:—
"શું છે માહરાં બાલક, રડોછો તમો કાંય?
ખાતાં નથી કાંય તમો રોટલીને આ,
જોકે ભુખા હાસે તમારો ચેહેર
દેખાડેછે ચિંતાનો પડેલો છાપ?" ૩૦

સાંભલી તે બાલોએ માહરા વચન,
વડું હતું તેમા, નુઇ તેણે આપ;
ઉચકયો ચેહરો તેણે માહરી તરફ,

1 ઉગ્યા.

અને દીધો મહને એ રીતે જવાબ —
"ઓ બાનુ! તુ જોયછે આ કબર ઉપર 　　३५
રોટલીને એક, ન બીજો ખોરાક
ભાઈ માહરો ખાવાને પાડેછે ના,
ભુખ્યો તેને રાખીને રોટી હુ ખાઉં,
કદી! કદી! ન બનશે મુજ હાથ,
એ રીતીનુ કામ, માતા વગર 　　४०
છઇએ હમો દુનિયામા અટુલા બે
આ ઘોરમા છે હમારી માદર ભલી,
જીગર તેને જોતા હમ જાયછે જલી"

એટલુ કેહતા આસુઓ આખોની બહાર
નિકળીને, તે નાહના બાનકને ચેહર, 　　४५
પડ્યા એવા એકકની પુઠે સરી,
જે મિસાલે તપેસરી બાનાને હાથ
ધરે દાણા એકકની પછાડે વાટ
સાભલી તે બાનકનો દુખ્યો વચન,
છાતી માહરી આવી તે દુખથી ઉભઇ, 　　५०
દાબ્યા માહરી છાતીસે તેઓના તન,
ઘેર લાવી તેઓની લીધી જતન,
કબના તે બચ્ચા મુજ પાખોમા લઇ,
નવારસ તે પીનાની માતા હુ થઈ

# એક કાહાણી.

( અગ્રેજી ઉપરથી )

ધર્યો મે હાથ તેનો નાઝુક નરમ,
  ને પકડ્યુ કમ્મરથી તેનુ બદન,
ને કહ્યુ કે ' તુ વગર દાહડો છે રાત,
  ને રાત છે અધારી ઘોરનુ કફન." ૪

જોયુ તે ઓરતે માહરી તરફ,
  ને કાહડ્યા આખોથી આસુના નેન,
ને પરવાની હોટોથી બોની હરફ,
  " ટેક તાહરી ઉપર, અએ દોજખી દેવ ! ' ૮



# છે દરેક પાતરાંમાં એકક જબાન.

(અંગ્રેજી ઉપરથી [1])

---

છે દરેક પાતરામા એકક જબાન,
છે દરેક નાનામા એકક અવાજ,
કરેછ જે હોરમજદની તારીફ બુલંદ,
હવા અને આબ અંદર મારેછ પોકાર

હુ જોઉછ તેને ઝમકતા સૂરની અંદર, ૫
હુ જોઉછ તેને ગગડાટમા થતો પસાર,
હુ જોઉછ તેને પવનના ઘુઘવાટ અંદર,
ધ્રુજાવતો જગતમા ઝાડ અને પાન

---

૧ Gems of Sacred Poetry

હું જોઉંછ તેને ચુપકીદા દવની અંદર,
ઝુમેલો ઝાડીમાં ડાહલો ઉપર; ૧૦
અને જ્યારે નાચતો ને કુદતો વરસાદ
આવેછ, ત્યારે હું તેને તેની અંદર
પસરેલો જોઉંછ, જે મોહટો ખોદા.

દખ્ખણ જ્યારે મોકલેછે સુગંધ–પવન,
અને જ્યારે ફુલોથી નિકલેછે વાસ, ૧૫
હું જોઉછ તેને તે અંદર ધરતો કદમ,
માયા ને મોહબતથી ચાલતો નરમ.

હુ જોઉંછ તેને તડકામાં ધરતી ઉપર,
અને તેને છાયડામાં કરતો પ્રવેશ;
હુ જોઉછ તેને અંધારી, રોશની અંદર, ૨૦
ને ચુપકીદી, અવાજમાં કરતો મહક.

પણ પડેછ, જ્યારે ધરતીના તખ્તા ઉપર,
રાત્રીનો પરદો, કાલો ને સિહા,
ત્યારે તે મહા અને મોહટો ખોદા
થાયછ માહરાં મગજમાં પુરતો પેદા ૨૫

# ઊંદર વિષે.

(અંગ્રેજી ઉપરથી)

દિવસ વખત ઊંદરો દરની અંદર,
 બચાવ સારૂ ભરાઈને છુપેલા રહેછે;
પણ રાત જ્યારે ઘર અંદર પસરેલી હોયછે,
 લઈ ગા તે ઊંદરો આવેછે બહાર  ૪

તેબલ ઉપર ચહડીને મારેછે તરાપ,
 લુંટી લેયછે તે પરથી જોઈતો ખોરાક,
કસતર ને પુદીગો કરેછે સાફ,
 ને પનીરના ટુકડાઓ આખા પસાર  ૮

પણ સાંભલેછે બીલ્લીનો જેવો અવાજ,
　　ખોરાક મેલી નાહસેછે તેઓ દરાક;
છુપઇ જાયછે દરોમાં કેવા શેતાબ,
　　ધરેછ કેવી હઇડાંમાં બીલ્લીની ધાક. 　　૧૨



# બંદગી.

(અંગ્રેજી ઉપરથી.)

જા! જ્યારે સહવારની રોશની, ઝમક,
ધરતીના ગોળા પર, મારતી દેખાએ;
જા! જ્યારે આકાશમાં ચંદર દિપક
મારતો, વાદલમાં ડુબતો શોભાએ;
જા! જ્યારે સુરજ પચ્છમતો આકાશ, ૫
આપે છુટાં વાદલ પર નારંગ-રતાસ;
જા! જ્યારે આકાશથી ઉતરીને રાત
ઢાંકે અંધારીથી ધરતીનો પાટ;
અને તાહરા વિચારો ધરતી ઉપર
ચોંહટેલા, તું ત્યાંથી ઉપાડી લઈ, ૧૦

નાખી તેને નિસ્તીમાં ફેંકી તું દઇ,
પાક, અને પવિત્ર, મન, અને તન–
થી મહાબળી ખોદાનું કર તું ભજન!
રાખે જેઓ મોહબતથી તું ઉપર ચાહ,
ખાતર તેમની કરજે તુ ખોદા–સેપાસ; ૧૫
નાખે જેઓ કીનાથી તુ પર ધિક્કાર,
તેઓને ખાતર પણ બંદગીની માંહે,
નમાવજે તું તાહરૂં મારીથી સર,
અને પછે તું તાહરાં ભલાં ખાતર,
ખોદાની દરગાહમાં નમાવજે સર. ૨૦
જે મોહટો પતિ છે, જે મોહટો ખોદા,
જે સઉનો વાલી છે, જે સઉનો પિતા,
પૂજવા તેને, વિચારો તાહરા, જમીન
પર ચોંહટેલા, તું ત્યાંથી ઉપાડી લઇ,
પાક, અને પવિત્ર, મન, અને તન– ૨૫
થી મહાબળી ખોદાનું કર તુ ભજન!



# મેઘરાજની સવારી.

એક મીનીટની આગલ તો સાફ હતું આકાશ,
હાલમાં કેવો ભયંકર તે પર છે કાલાસ.
પવન દોડેછ હર તરફ ઝડફ કરતો બહુ,
જે આવેછ રસ્તામાં તેના આગલ કાહડતો સઉ
એક લેહજામા હવે તેને ફરવા માણ્યું ગોલ, ૫
રાખેછ કેવાં વંટોલ્યામાં સુકાં પાન સમતોલ.
સમતોલ રાખેછ એક ઘડી પણ બીજીએ હેટલ
પાડી, પાછાં ધુલની સાથે, ધસેછે આગલ
ઝાડો બીચારાં તેની આગલ ધુજી નમતાં થાયછ,
ઓ ! પેલું કરણનું ઝાડ મૂળથી ઉપડી જાયછ. ૧૦

અરે નહિ, નજર હગાઇ, બન્યું બીચારૂં તે,
નહિ તો હમણાં ઉડ્યું હોત હવામાં ઊંચું તે.
સુકાં પાનો ઝાડથી પડેછ ખડખડ સડસડ થઇ,
જીવ આવ્યો હોએ તેવી રીતે દોડેછ અહિંથી તહિં.
કેટલાએક જાયછ પાછાં ઝાડની ઊપર ઉડી, ૧૫
પણ જરામાં પાછાં પડેછ જમીન ઉપર કુદી.
બંધ બારણે વીનીજનથી પવન પેંવસ થાયછ,
ઝુમ્મરોનાં લુલખો એકકમાં અથડાયછ,
એકકમાં અથડાતાં તેઓ ખણખણ ખણખણ થાયછ,
હસ્તો છુચો, "ઓ! ઓ!" કરતો, તેમને અડવા જાયછ. ૨૦
કુતરો આહરો, નીચી ડોકે, પુછડી પગ વચ ઝાલી,
આશરો લેવા, ઘરની અંદર, આવેછ દોડો ચાલી.
લે હવે તો વરસાદજીએ પડવા માણ્યુ ધુમ,
પવન કાકા કોણ જાણે થઇ ગયા ક્યાં ગુમ.
બહાર જાએ બીલાડી ત્યારે ઉદર રમતા ફરે, ૨૫
પણ આવે બીલાડી ત્યારે નાહસભાગમાં પડે;
તેમ પવન પણ દોડતો બહુ, મસ્તી કરતો ઘણી,
ધસ્યો જતો ઝાડો ભણી કાહડવા તેમને ખણી;
પણ આવ્યા મેઘરાજા ત્યારે તરત નાહઠો તે,
સુકા પાનો દોડતાં હવે થબ ઉભેલા છે. ૩૦
પડેછ મેઘના ટીપા તેમની ઉપર ટપોટપ,
ધુજતા ઝાડો શાંત બની કરેછ જાણે તપ.
તપ કરેછે જાણે તેઓ મેઘનો ઉપકાર માની,
હીલતા ચાલતા નથી તેઓ ઝીલતા દિલે પાણી
પવનની ઝુવાકીમાં વાદળમાં મેઘરાજા, ૩૫

જુસ્સાભર્યાં, દોડી રોષમા, ધસ્યા આવી ચહડ્યા<br>
ધસ્યા આરી ચહડ્યા તેઓ, નાંખે આવી અડ્યા,<br>
થોડો વાર અખાડા કીધા, પછે તુગી પડ્યા<br>
પછે તુગી પડ્યા એવા વા પર એકેદમ,<br>
કે રડતા ઝાડો નરમ પડ્યા કરતા જે માહેતમ ૪૦



# એક પતંગ્યાં વિષે.

(વર્દસ્વર્થ ઉપરથી.)

અરધો ક્લાક થયો તાહરી તરફ<br>
હું નેહાલીને જોઉંછ; પીલાસી ફુલ<br>
પર કેતુ તું પાંખોને પોહલી કરી–<br>
ને બેઠુંછે ચુપ.  સરખું વજન<br>
સાચવીને ટેકાવ્યુછ તેં તાહરૂં બદન.  ૫<br>
ઓ સુંદર, સોહામણું, ને નાજુક પતંગ!<br>
ચુસેછ તું ફુલમાંથી તાહરો ખોરાક,<br>
કે ઉંઘમાં તું તે ઉપર ઝુકેલું છે,<br>
નથી મહને તેની કાંઈ પડતી ખબર.<br>
કેતું વગર હીલવે તું પણછે ચુપ!  ૧૦

બરફમાં બંધાએલું દરિયાનું જળ,
નહિ હશે તું કરતાં વધુ અચળ.
હોએ જેવું તે પડેલું સુશુ અચળ,
તેવી રીતે તું કેવું હીલ્યા વગર
પડ્યુછે ચુપ; તે સાગર–બરફ  ૧૫
નહિ હશે તું કરતાં વધુ અચળ.



# એક પાદશાહી અએવાન.

લા યા લખ્ખો કોગોથી મરમરી સગ,
ને બાંધ્યો એક મેહલ તેનો એવા અજબ,
ગણુતથી કીધા એવા આરકાઓ ત્યાં,
ને થામનાઓ એવા તો કીધા સરસ,
કીધી એવી પથ્થરને કોરી રમત, ૫
કે ખરેખર હોએ જાણે બેહેસ્તનુ મકાન,
આ ધરતીના ગોળા પર થયનુ હેઠાણુ,
એવો તે આપે રંગીનો દેખાવ
દીને તેની બાય પર ઓરતોના તન,—
તન જે ફેલાવે અંબરનો સુગંધ, ૧૦

બલે તેની સીલીગ પર દીવાઓ તેજ,
બલતા જે કાહડે દિલ–ખેચનારા વાસ,
સૂન્નેરી સીવીગથી લટકીને તે
કરે રાતના કાલાસને બલતો દિવસ
ઝુમ્મરોના જોડા રગીત કાચો સાથ ૧૫
પાડે બલતી રોશનીના ઓલાઓ ત્યા
તુરકાન વણતના ગલીચા ઉપર
હિદવાન ઓરતો ત્યા કાહડેછે રાગ

(અધુરી)

# થીસ્યુસ.

હતો આગલા જમાનામા લડવૈયો એક,
એથન્સ પર કરતો તે પાદશાહી લાએક,
બહાદુરીમા હતુ મશહુર તેનુ નામ,
થીસ્યુસથી ઓળખતી આલમ તમામ
સૂર્ય, સેતારા, ને તારા, ને આન- ૫
ની બેહનપણી ધરતીમા બહુ તેને માન
મળ્યુ, ને પામ્યો તે ચોમેર વખાણ
હતા તેને તાબે બહુ બળવતા રાજ,
પાદશાહ ને શાહોના મોન્નેરી તાજ
હતા તેના મેહલમા રખડતા તારાજ. ૧૦
જીતતા કીધા તેણે લશ્કર ચોતરફ,
તાબે કીધો સીથ્યાનો બેહનો મુલક,
પછે ત્યાની રાજ કરતી રાણીની સાથ
બાધ્યો તેણે મોહબતથી લગનનો ગાંઠ

(અધુરો)



# એક ચિત્રની ખૂબી વિષે.

ખરૂ કેહજે મહને ઓ ચિતારા તું!
શુ તુએ ઘાસોને જમીન પર આ,
તોડી લાવી કોઇ ઉચા પર્વતથી અહિં,
ગોઠવેલા છે?
આ પાણીનો ઘોત,
જે પાહડી આ કઠણથી પડતો, તુએ, ૫

અહિ ધર્યોછ અખડ, શુ તે આ જગ
કીધોછ તુએ મતર-કલાથી હૈયાત ?
ખરૂંજ મને કેહ, શુ ભુતો ને જીન-
ની મદદથી તુએ આ પાડ્યોછ ચિતાર ?
આ તુએ પૂર્વમા ઉગતો સુરજ, ૧૦
શુ તુંએ જાદુઈના જોરથી પેદા
અહિ કીધોછ અદ્ધર ?

આ પર્વત ઉપર,
અણિવાળા, લીલાં, ને સુહમારા ઘાસ,
મનના ખિયાલમા જેમ આવ્યુ તુને
તેમ રોપેલા હોએ, તે મિસાલે આ ૧૫
ચિતર તારૂં ખુબીમા શોભેછ એવુ,
કે રાખુનથી, આખો જે પામે દરખ,
તે આપનાને અરાપ્ત છે માદરી કવમ

# એક ઓરતની ખૂબી વિષે.

આ મરમરની લાદી પર કેવી રમત
તુ કરતી હતી! ઓ ગઈ તુ સદા!
ઘણાએકો ધરતી પર પામેછ મરણ,
અને વલી તે પુઠે બીજા જનમ
ધરેછ, પણ તુ જેવી નારી, કદમ          ૫
ન ધરશે કદી

(અધુરી)



# નમનતાઈ.

(શેખ સાઅદી ઉપરથી)

---

છેઉ હુ તે કીડી, જેને પગની હેઠલ, કચડેછે લોક,
નથી હુ તે ભમરો, કે દંખથી માદરા, લોક મારે પોકાર,
માનુ કેવી રીતે હુ આ ન્યામત–આભાર,
કે નથી મુજમા ઝેર, કરવા લોકને આઝાર



## રાણી યુજીનીનો વિલાપ.

જો જાણતે હુ એવુ કે ઝુલુને હાથ,  
હબસાન મુલકમા તુ માર્યો જશે,  
તો કદી, કદી, માહરા હાથોથી આએ,  
તે ભયાનક જમીનના ડાચાની માહે,  
નહિ તાહરા તનને હુ જવા દેતે         ૫

(અધુરો)

## બાહેરના દેખાવ ઉપર ભુલાવો.

હીરા હતા બે એક જહવેરીની પાસ,
ઘસી એકની ચામડી ને કીધો'તો સાફ,
ને છુપી ઝનક તેની કાહડી તી બહાર
બેડોન હતો બીજો, મટોડીનો રગ
ચલક તેની ઢાંકીને મોહટયો હતો ૫
ઘરાગ જે આવતા તે જહવેરી પાસ,
ચનકતો હીરો ખરીદવાની વાત,
બસ કરતા હતા, ચનક વગર
પાછો પોતા પર કોઇનુ જીગર,
નહિ ખેચતો હતો ૧૦

(અપુરી)

# આશા.

(અંગ્રેજી ઉપરથી)

બોલેછે આશા ખુશામતી વાત,
ઠગારી, ઠાલી, ને ખાલી;
રે! ફાવવા મા દેઓ આશાને કદી,
કે નિરાશા ન આવે તેની પછી.



# એક થંડી રાતની કાહાણી.

પવન ફુક્તો રાત્રીનો થડ ને શિતળ,<br>
બરફ જલદી ઘસડાતો પડતો હેઠલ,<br>
મેદાન પડ્યાં લાબા, ઉજડ, ને પડત,<br>
જતી જ્યારે ઘસડાઇ ગરીબ એક ઓરત,<br>
થાકેલી, ને મોસતી રસ્તાની આફત. ૫<br>
ગાડી તેની પાસ એક ગબડતી આવી,<br>
"દયા! દયા!" ધીમે તે બોલી નારી,<br>
ગરીબડી રાત વેળા ભટક્નારી,<br>
"દયા કરો! નહિ તો હુ જરૂર મરી,<br>
થડી ને ભુખથી આફતમા પડી" ૧૦

(અપુર્ગ)

# મોહતનું બીછાનું.

અરે ! કોઇ ના કરો ખાલી ગોધાટ,
મોહતમાં તે પડીછે બિસતર ઉપર,
ઉઘાડા હોટ આપેછ એવી નિશાન,
કે જીવ તેનો તે રસ્તે થયોછ વેદા.

(અધુરી)



# વસંતને.

આવ! નરમ વસત! આમશી વતન–<br>
થી ધરતીના ગોળા પર હેઠલ ઉતર!<br>
આવ! અએ ઉતર તુ પેલુ વાદલ!<br>
જાગૃત થાયછે ગાયન ચોમેરથી જ્યાર,<br>
ત્યારે ગોનાઓની વૃષ્ટિની વચ્ચ         ૫<br>
છોડીને આન આએ મેદાન ઉપર

(અધુરી)

# અમર જીંદગી.

નથી તાહરી જગ ફક્ત દખમાની માહે,<br>
જ્યા સાબુત નહિ રેહતુ માણસનુ બદન;<br>
જગા તાહરી છે માણસ–હૈયાની માહે,<br>
જ્યા ક્ષય વના રેહશે તુ જીવતો હૈયાત

# અનુક્રમણિકા

## કવિતાઓની પેહલી લીટીઓની.

સફે

## અનુક્રમણિકા: કવિતાઓની પેહલી લીટીઓની.

## અનુક્રમણિકા : કવિતાઓની પેહલી લીટીઓની

સમાસ.